# જીભાઇ પટેલ

અથવા

## દુકાળમાં તારાજ થયેલું
## એક ખેડુત કુટુંબ.

કર્તા

એમ. જી. મ્હેતા.

મુલ્ય રૂ૦-૫-૦.

# જીભાઈ પટેલ

અ થ વા

# દુકાળથી તારાજ થયલું એક ખેડુત કુટુંબ.

૧

## ધો ળી આ  કા ળી આ .

થયું! જે વાત કરવી કે નહિ, કરવી કે નહિ, તેને માટે આજ લાગલગાટ પાંચ દિવસ થયાં ધણીધણીઆણી વચ્ચે એક-સરખી તકરાર ચાલી રહી હતી, તે અત્યંત—અત્યંત દુઃખદાયક વાત—તદ્દન લાચારીથી કરીને જીભાઈ પટેલ, ભારે પગલે પોતાને ઘેર આવ્યો. તેના હાથમાં એક રૂપીઓ હતો, પરંતુ તે રૂપીઆ તરફ આપણી નજર જેટલી ઓછી જાય તેટલી સારી, એવું તેનાં મનને લાગવાથી, પોતાનો રૂપીઓ પકડેલો હાથ જાણે આપણી દૃષ્ટિએ ન પડે તો સારૂં, એમ ધારીને તેને પાછળ રાખ્યો હતો. જેમ જેમ ઘર પાસે આવતું ગયું તેમ તેમ, તેને દુઃખના ઉમળકા આવવા લાગ્યા અને તે ઘણો કાવરોબાવરો દેખાવા લાગ્યો. ખેતરમાં કામ કરીને સાંજે ઘેર પાછા આવતાં કદી પણ તેની સ્થિતિ આજસુધી આવી થઈ નહોતી. પરાણો ખભા ઉપર મુકી રોજ પોતાનાં ઢોરને હાંકતો હાંકતો, સાથે ચાલતા પોતાના બે મોટા છોકરાઓ સાથે વાત કરતો કરતો, અથવા પોતાના બળદોને રીઝવવાને એકાદ ખેડુતી ગીત ગાતો ગાતો, તે ભારે આનંદથી ઘેર પાછો ફરતો. પરંતુ આજ તેનો એ આનંદ ક્યાંનો ક્યાંય જતો રહ્યો! આજજ શું? આજ સુમારે મહિનો સવા મહિનો થયાં તે આનંદની અને તેની સાથે તેનાં કરજદાર

શરીરની ઓટ થવા માંડી હતી, અને તે બન્નેને આ દુનીઆને પોતાના છેલ્લા રામરામ કરવાનો વખત આવી પહોંચ્યો હતો. આજ પંદર દિવસ થયાં આનંદનું તો નામજ રહ્યું નહોતું, શરીરનો કસ નાશ પામ્યો હતો અને હાડકાં અને ચામડાં સિવાય કંઇ કહેતાં કંઇ રહ્યું નહોતું. તેના બળદો અને સ્ત્રી સિવાય બીજા કોઇની પણ તેના જેવી ભયંકર સ્થિતિ થઇ નહિ હશે. આ મારાં ઢોર જેનાપર આજ પંદર સોળ વરસ મારાં કુટુંબનું પોષણ થયું તેને વેચવાનું—મશ્કરીમાં સુદ્ધાં કોઇએ નામ લીધું, તોપણ તેને ઘણોજ સંતાપ થતો, એવાં તેનાં પેટનાં છોકરાં પ્રમાણે ઉછે-રેલાં ઢોર—કેવળ હાડકાં અને ચામડાંની સ્થિતિએ આવેલાં જોઇ, તેનું કાળજું કપાવા લાગ્યું. તેનાં ઢોર, તેમાં તેના બળદની બે જોડ, ઘણીજ દેખાવડી, માંસલ અને પાણીદાર હોવાથી, લોકોનો તેનાપર ખાસ ડોળો હતો. અને તે ચીડાતો એટલે લોક પણ તેને ચીડવવા માટે તેને વેચાતા લેવાની ખાસ વાત કહાડતા. વાત નીકળતાંજ તે ઘણો ખીજવાતો અને તે વાત કાઢનારાપર પોતાની કણબીશાઇ ગાળોનો વરસાદ વરસાવતો, અને કદી કદી પરાણાનો માર મારવાનો પણ ધાક દેખાડતો. પરંતુ ગયા પંદર દિવસમાં તે બધુંજ ગયું—નહિ, તેને જવા દેવુંજ પડયું. કોઇ બીજો વેચવાની વાત કહાડે તો તેને ગુસ્સો આવતો બંધ થયો. એટલુંજ નહિ પણ તે વેચવાનો અત્યંત—અત્યંત દુઃખદાયક વિચાર તેના પોતાનાં મનમાં આવી તેનાં રૂંવેરૂંવાં ખડાં થવા લાગ્યાં. તે પોતાના આવા ભયંકર વિચારને બને ત્યાંસુધી પોતાનાં હૃદયથી દૂર રાખવા પ્રયત્ન કરે, બીજો કોઈ વાત કહાડે તો તેને મારવા દોડે, પરંતુ આજ નહિં તો કાલે આપણાપર આ દુર્ધર પ્રસંગ આવવાનોજ—આપણા ધોળીઆને ને કાળીઆને, બીજાના હાથમાં સોંપવાનો વખત

આપણુંને આવવાનો—એ વિચાર તેનાં મનમાં વારંવાર આવવા લાગ્યો. બીજાનાં ઢોર તેણે પોતાની નજરે વેચાતાં જોયાં હતાં. જેમણે તદ્દન શરૂઆતમાં પોતાનાં ઢોર વેચેલાં, તેમને મોઢે જીભાઈ પટેલે તેમનાં નિર્દયપણાં માટે તેમને અદ્ધાતદ્ધા ગાળો પણ દીધેલી. "આપણા પેટમાં જરા ઓછું ઘાલીએ પણ ઢોરને ખવડાવીએ, પેટ ન ભરાય તો તેમાં કાંટા ભરીએ" એવું પણ તેણે લોકોને કહેલું. પરંતુ આજ તેજ દુર્ધર પ્રસંગ પોતાનાપર આવ્યો હતો. તેની પાસે એકંદર છ ઢોર હતાં. બળદની બે જોડ, એક ભેંસ ને એક ગાય. આઠજ દિવસ ઉપર ચારો ન મળવાથી અશક્ત થઇ જઇ, અને તે ગાયે તેના દેખતાં પ્રાણ છોડયા તે જોઈને તેને એટલુંબધું લાગી આવ્યું કે તેટલું તેની મા ગુજરી ગઈ તે વખતે લાગ્યું હશે કે કેમ તે કોણ જાણે! તેના જેવા કરડા ખેડુતની આંખમાં આંસુ આવવાં એ કાંઇ સ્હેજસાજ વાત નહોતી. પરંતુ તે ગાય ચારો ન મળવાથી અશક્ત થઇ ગઇ, અને તેનામાં ઉભા રહેવાની પણ શક્તિ રહી નહિ! કયાંકથી થોડું ઘાસ મળે તો લાવું એમ કરી તે બહાર ગયો હતો, તે સાંજે ઘેર આવ્યો અને મહામહેનતે એક પુળી ઘાસ લેતો આવ્યો. તે લઇને તે કોહોડમાં ગયો. પુળી જોઇને સઘળાં ઢોર એકદમ ઉઠયાં. દરેકને એમ લાગ્યું કે આપણુંને પુળી મળશે. દરેક ઢોર પોતપોતાની ઉંડી ગયેલી, નિસ્તેજ આંખે તે પુળી તરફ જોવા લાગ્યું. પેલી સોમી ગાય પણ બીજાં સાથે ઉઠવાનો પ્રયત્ન કરવા લાગી અને જેમ તેમ કરીને ઉઠી. જીભાઇ પટેલનો તે ગાય ઉપર અતિશય પ્રેમ! તે સ્વાભાવિક રીતેજ તેના તરફ વળ્યો અને તે પુળી તેના મોં આગળ ધરી. પણ ગાયે તે પુળીને પોતાનું મોં પણ લગાડયું નહિ. જીભાઇએ આગળ જઈ તેને ગળે હાથ ફેરવવા માંડયો. તેનો ચાર વરસનો છોકરો એટલા-

માં ત્યાં આવ્યો. તેણે પુળીમાંથી બે સળીકડાં કાઢી, તે ગાયના મોઢાંમાં ઘાલવા માંડયાં. પણ તેણે એક ઝીણો નીસાસો નાખી તે ઘાસ તરફથી પોતાનું મોં ફેરવ્યું, અને પોતાની જીભ કહાડી તેણે તે છોકરાનો હાથ અત્યંત મમતાથી ચાટયો. તેથી ગલીપચી થઇ તે છોકરો હસવા લાગ્યો. ગાયે તે છોકરાનો હાથ ચાટી " ખા, ખા " કરી આપણને વિનવતા જીભાઇ તરફ પોતાની નિસ્તેજ પણ દુઃખી આંખે જોયું. તેની બન્ને આંખમાં એક એક આંસુ દેખાયું. એકવાર તેણે જીભાઇનો પણ હાથ ચાટયો, અને તેના તરફ અત્યંત કરૂણ નજરે જોવા લાગી. પોતાથી બની શકે તેટલે મોટેથી એક બંખારો પાડી, પુછડું અને ડાકું ઉચું કર્યું, અને એકદમ જીભ બહાર કહાડી, જીભાઇના શરીરપર ડાકું અને જમીનપર શરીર, એવી રીતે ધડ લઇને પડી. છોકરાએ ઘરમાં જઇને તે વાત કહી. એટલે બાકીનાં છોકરાં પણ એકઠાં થયાં અને ઘરમાં એક કરતુંકારવતું માણસ મરી ગયું હોય તેમ આખું ઘર રડવા લાગ્યું. ઉપર કહ્યુંજ છે કે જીભાઇની આંખમાં આંસુ ખાળ્યાં રહે નહિ. આ બનાવ બન્યા પછી તેની વૃત્તિ ઘણીજ ચમત્કારિક થઇ ગઇ. હવે આપણાં ઢોરને આપણી નજરે મરતાં જોવાં પડશે અથવા તે બીજાને આપી દેવાં પડશે, તે સિવાય બીજો માર્ગ નથી, એવી તેની ખાત્રી થઇ ગઇ. કોઇને પણ આપી દેવાં એવા હેતુથી, ગામના પટેલ, વતનદાર, સાવકાર વિગેરે બધાને પુછી જોયું. પણ કોઇ લે નહિ. કોણ લે ? સર્વની પાસે પોતપોતાનાં ઢોર હતાંજ. તેમની સ્થિતિ કેવી થશે તેનીજ જેનેતેને ચિંતા હતી. એક બે જણાએ તો તેને " હવે તારો મિજાજ કયાં ગયો ? " " એમ કોઇને આપી દેવા કરતાં ખાટકીને શામાટે વેચતો નથી ! ચાર પાંચ રૂપીઆ તો આવશે ! " એવાં કઠોર વચન પણ

કહ્યાં. જીભાઇને ઘણુંજ ખોટું લાગ્યું અને "જે થવાનું હોય તે થાય પણ ઢોર ઘેરજ બાંધી રાખું" એમ વિચાર કરી તે ઘેર આવ્યો અને કાહોડમાં તેમને બાંધી ત્યાંજ સ્વસ્થ થઇને પડયો. પોતાની સ્ત્રી પાસે જવાની તેને ધીરજ રહી નહિ. એમ કરતાં વળી બે દિવસ ગયા. એટલે ઢોરની ચિંતા તો દૂર રહી પરંતુ છોકરાંઓ, આપણે અને આપણી સ્ત્રી એનું શું થશે એ ચિંતા થવા લાગી. પાસેનાં શેહરમાં જઇ ઢોર વેચવા સિવાય બીજો રસ્તોજ નથી એમ તેને સ્પષ્ટ લાગ્યું. ગામમાં કોઇ મફત પણ લેતું નથી અને હવે તેને મફત આપી દેવાની કલ્પના પણ આવી નહિ. જે બીજાઓએ કર્યું તે આપણે પણ કરવું પડશે, નહિ તો છોકરાં છૈયાં જીવાડવાનો બીજો માર્ગ નથી. તેને તેના પોતાનાં પેટની કાળજી નહોતી. પોતે એકલો તો ગમે ત્યાં જઇ પેટ ભરે. પરંતુ સ્ત્રી અને છોકરાંઓનો શું રસ્તો કરવો? તેમને ખવડાવવા પીવડાવવા જેટલી મજુરી કયાં મળશે? શું કરવું? ચાર દિવસ ચાલે એટલું અનાજ પણ હવે ઘરમાં નહોતું. અત્યાર સુધી જે કાંઇ હતું તેમાંથી તેની ધણીઆણીએ પોતાના પેટની દરકાર કર્યા વિના છોકરાંઓને ખવડાવ્યું. પણ હવે ચાલે એમ નહોતું. ઢોરનું પોપણ આપણાથી થવાનું નથી, તે આપણે ઘેર ઘણાં દુ:ખી થશે, એમ ધારીનેજ તેમને મફત આપી દેવાનો તેને વિચાર આવ્યો હતો. પણ હવે તે ઢોર વેચીને પૈસા આવે તો જોઇએ એવો વિચાર—એવો અત્યંત દુ:ખપ્રદ વિચાર— તેના મનમાં આવવા લાગ્યો. એ વિચાર મનમાં ન આવવા માટે તેણે ઘણી ખટપટ કરી પણ વ્યર્થ. તેની નજર તેનાં છોકરાં અને સ્ત્રી તરફ ગઇ. તેમાં વળી ધાવણું છોકરૂં દુધને માટે તેને આખો દિવસ ચુસ ચુસ કરે, એ જ્યારે તેણે

જોયું ત્યારે તો તેના મનમાં એ વિચાર આવ્યા વિના રહ્યો જ નહિ. છેવટે એક દિવસ રાતે તેણે એ વાત પોતાની સ્ત્રી આગળ કાઢી. તે કાઢતાંજ તે પોતાના ધણી ઉપર ઘણી ખીજવાઇ અને જાણે પોતાનાં ચાર છોકરાં વેચવાની વાત કાઢી હોય તે પ્રમાણે તેને દુ:ખ લાગ્યું અને તે રડવા લાગી. પોતાનાં છોકરાં કરતાં પણ તેનો તે ઢોર ઉપર અધિક પ્રેમ હતો એમ કહીએ તો ચાલે. તેણે તે વાતને એકદમ ધિક્કારી કહાડી, એટલે તે વિચાર વળી એક બે દિવસ મુલતવી રાખવો પડયો. પણ મુલતવી પણ કયાંસુધી રાખે ! જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ સ્પષ્ટ સમજાવા લાગ્યું કે હવે એ સિવાય બીજો ઉપાયજ નથી. બળદો વધારે ને વધારે ક્ષીણ થતા ચાલ્યા. પેલી ગાયના જેવી તેમની અવસ્થા થાય તો પછી શા કામનું ? એવો વિચાર તેના મનમાં વારંવાર આવવા લાગ્યો. અને તેણે પોતાની સ્ત્રી આગળ ફરીથી તે વાત કાઢી. બે દિવસમાં તેને પણ તેમ કરવાની જરૂર જણાવા લાગી હતી. કોઠારમાં બાજરીનું પણ તળીઉં આવી રહ્યું હતું. તેમાંથી ઝાડીઝુડીને પણ જેમ તેમ બે અથવા ત્રણ દિવસ, પોતાને અધું-પરધું અને છોકરાંને સાધારણ પેટપુર ખાવા મળે એમ હતું એમ ચોકખું માલમ પડયું. તોપણ તેનું મન તેમ કરવા તૈયાર થાય નહિ. તે ત્રણ ચાર વાર કહોડમાં જાય અને પાછી પોતાનાં તુટેલાં ઘરમાં આવે પાછી કહોડમાં જાય અને આમતેમ કરે અને કયાંકથી ઝાડનો પાલો ઉઝરડી લાવી તે બળદને ખવાડે. જાણે તેટલો પાલો ખવાડયો એટલે તેમને વેચવાની તેટલી જરૂર ઓછી થઇ. એમ એક દિવસ હા, ના, હા, ના, થયા પછી છેવટે ફરીથી જીભાઇએ વાત કાઢી કે, તેણે પોતાની સંમતિ આપી. પણ કસાઇના હાથમાં જાય નહિ તેને માટે ખબરદારી રાખીને પછીજ વેચવાં એવી માઠી

શરત નાખી. આ વાત રાતે થઇ અને કાલે ઢોર પાસેના બજારના ગામે લઇ જઇને વેચવાં એમ નક્કી થયું. પણ ધણીધણીઆણીને તે રાતે બિલકુલ ઉંઘ આવી નહિ. એક વાર નક્કી વિચાર કરે, અને ઘડી પછી બેમાંથી એક જણ કંઇપણ વાંધો કહાડી પાછો વિચાર તોડી પાડે એમ આખી રાત ચાલ્યું. તે ઢોર કસાઇના હાથમાં જાય તેના કરતાં આપણે ઘેર મરે તે સારૂં ! એવું કાશી પટલાણી કહે અને હું તેમને કસાઇના હાથમાં જવા દઇશ નહિ એમ જીભાઇ પટેલ આશ્વાસન આપે; પરંતુ પાછી તેનેજ શંકા આવે કે આપણે ધારીએ છીએ તે શક્ય છે કે કેમ ! આપણે કસાઇને ન વેચીએ તોપણ તે કસાઇના હાથમાં નહિજ જાય તેની ખાત્રી શું ? એવા અનેક તર્ક કુતર્ક બન્નેના મનમાં આવી બન્ને વચ્ચે તકરાર પણ ઘણી થઇ અને આખી રાત ઉંઘ વગરજ નીકળી ગઇ.

પરંતુ સવારે ઢોર છોડી લઇ જવાનો પ્રત્યક્ષ વખત આવતાંજ કાશીએ તો ઘણીજ ગરબડ મચાવી મુકી. છોકરાંઓ સઘળાં ઉંઘતાં હતાં. તે ઉઠે તે પહેલાં ઢોરને લઇ જવાં એવો જીભાઇનો વિચાર હતો. કારણ તે છોકરાંઓની પણ તે ઢોર ઉપર અત્યંત માયા. તેમને છોડીને વેચવા લઇ જતાં જો તેઓ જુએ તો—બાકીનાં ચારને વખતે કાંઇ ન સમજાય તોપણ—બે મોટા છોકરાઓ તો ભારે આક્રંદ કરશે એવો તેને ભય લાગતો હતો. પણ તે ભય કરતાં પણ અધિક ભય ઉપજાવનારૂં વર્તન તેની સ્ત્રીએ કરવા માંડયું. પોતાના પેટના છોકરાંમાંથી એકાદાને ખેંચી લઇ જવાને કોઇ ઉભો રહે તો જેવી રીતે મા વર્તે તેવી રીતે તે કરવા લાગી. પ્રથમ તો તેણે કકલાણ કરી મુકયું. "નહિ લઇ જવા દઉં હું મારા ધોળીઆ કાળીઆને" એમ બોલીને બળદોની

આગળ જઇ તે બેસી પડી. તેને શી રીતે સમજાવવી તે, તે બિચારા જીભાઇ પટેલને મુદ્દલ સુઝે નહિ. તેનું પોતાનું દુઃખજ તે દાબી શકતો નહોતો તેમાં સ્ત્રીનું દુઃખ જોઇને તો તેનું દુઃખ બમણું થયું. તેણે હળવે રહીને એક ઢોરનો બંધ છોડયો, અને તે છોડતાં છોડતાં પોતાની સ્ત્રીને સમજાવવા લાગ્યો. હા, ના, હા, ના, કરતાં તે છેવટે થોડી શાંત થઈ, અને "જતાં જતાં છેલ્લવેલ્લી હું મારે હાથે કંઇ નહિ તો મુઠી મુઠી બાજરી તેમને ખવાડું તે ખવડાવવા દો ને પછી તમે લઇ જાઓ." એવું તે અત્યંત દીનવાણીથી બોલવા લાગી. પાંચ મુઠી બાજરી એટલે આવે સમયે શું, એ જીભાઇને સમજાયું નહિ એમ નહિ, પણ તે વખતે એટલું પણ ન કરવાનું સ્ત્રીને કહેવું એટલે તેના શરીરપર કુહાડીનો ઘા મારવા કરતાં પણ વધારે નિર્દયપણું કરવા જેવું હતું એટલે તે ઢોરોને આગળ ઉભાં રાખી સ્તબ્ધ ઉભો રહ્યો. ઢોરોના પૈસા આવશે તેના આપણે દાણા આણશું એવી તેને ઉમેદ હતી.

કાશી પોતાની આંખો લુછતી લુછતી અંદર ગઇ. બે દિવસ ચાલે એટલી પણ બાજરી નહોતી પણ તે તરફ ધ્યાન ન આપતાં તેણે સારી ભરચક પાંચ મુઠી કાઢી, અને તે પોતાના ખોળામાં નાખીને તે ઢોર આગળ આવી. હવે, ઝાંખુ ઝાંખુ દેખાવા લાગ્યું હતું. રાતની તે રડતી હોવાને લીધે તેની ચર્યા ઘણીજ વિલક્ષણ થઈ હતી. તેની આંખમાંથી એકસરખી આંસુની ધાર ચાલી રહી હતી. તે ઉભાં રહેલાં ઢોરને દૂરથી જોતાંજ ડુસકાં ખાવા લાગી. પોતાનો ખોળો ભરીને તેણે તે વારાફરતી દરેક ઢોર આગળ ધર્યો. એકે થોડું ખાધું એટલે બીજાં આગળ ધરે. તે બાજરી ખાતાં ખાતાં તેમનું અધીરપણું જોઇને તેને ઘણુંજ દુઃખ થયું. બાજરી પુરી થઇ એટલે તે એક બળદને ગળે વળગી પડી અને

"લાલીઆ! રે લાલીઆ! તારા ધોળીઆ કાળીઆ ચાલ્યા જો!" એમ બોલી મોટેથી છેડા વાળ્યો.

હવે આનું પરિણામ સારૂં નહિ. હવે અહીંથી જેટલું વહેલું નીકળી જવાય તેટલું સારૂં, એમ ધારી જીભાઇએ બળદના ગળાંમાંથી કાશીનો હાથ છોડવ્યો. "અરે! આવા નિર્દય કેમ થાઓ છો? તમારાથી ઘરનાં ઢોરની સંભાળ નથી લેવાતી? આપણા પેટને માટે કસાઇને વેચશો? હું નહિ લઇ જવા દઉં! મને વેચો—મારાં છોકરાંને વેચો. પણ......" તે બાઇથી આગળ બોલાયુંજ નહિ—એક અક્ષર સુદ્ધાં બોલાયો નહિ. તેને આંકડીપર આંકડી આવવા લાગી. એટલામાં તેનું રડવું સાંભળી ઘરમાંથી બે ત્રણ છોકરાં બહાર આવ્યાં. તેમને જોઇને તે બાઇએ પાર વગરનું આક્રંદ કરવા માંડ્યું, અને તે જોઇને તે છોકરાં તે બળદને ગળે વળગવા લાગ્યાં. જીભાઇએ પોતાનું હૃદય ઘણુંએ કઠણ કર્યું, પણ તેની આંખમાં પણ આંસુ આવ્યાં. એમ હોય તો આજ ઢોર નથી વેચતા એમ પણ તેને થયું. પણ કરવું શું? આ છોકરાંઓને શું ખવાડવું? આપણે ખાવું શું એ પ્રશ્ન તેના મનમાં આવતાં હવે બીજો ઉપાયજ નથી એ તેને સ્પષ્ટ જણાયું. ને પોતાનાં છોકરાંઓ સાથે ઘણોજ નરમ થઇ બોલવા લાગ્યો. પોતાની સ્ત્રીને સમજાવવા લાગ્યો, અને મહામહેનતે પોતાનાં દયામણાં દેખાતાં ઢોર તેણે ઘર બહાર કાઢયાં, અને રસ્તો પકડયો. પાછળ વળીને જોયું પણ નહિ. તેણે તો પાછું ન જોયું પણ તે ઢોરોએ પોતાની ભીની આંખોએ કેટલીએ વાર તે ઘર તરફ વળીને જોયું હશે! જાણે તે ઘર અને તેમાં વસનારાં માણસોની ને આપણી આ છેલ્લીજ ભેટ છે એમ તેઓને પણ જણાઇ ચૂક્યું ન હોય! તેમનાં પગલાં જેટલાં

ભારે લાગતાં હતાં તેના કરતાં જીભાઇનું હૃદય કેટલુંએ વધારે ભારે જણાતું હતું. તે શી રીતે ચાલી શકતો હતો તે તો તેનેજ ખબર. જવાનો રસ્તો તેનાં પોતાનાં ખેતર ઉપર થઇને હતો. તેમાં મોટી આશાએ વાવેલું, પરંતુ વરસાદ ન પડવાને લીધે બળીને ખાક થયલું, અને તેમાં જે કાંઇ સ્હેજસાજ ઉગ્યું હતું તે ગામનાં ઢોરાએ ખાઇને નાશ કરેલું, એવાં તેનાં ખેતર સામું જોઇને તેણે એક ઉંડો નીસાસો નાખ્યો, અને આપણી આ શી દશા! હવે આગળ શું થશે? એવા એવા અનેક વિચાર કરતો તે પોતાના નંબર તરફ જોતો જોતો, આંખમાંથી આંસુ ગાળતો ગાળતો પોતાનાં ઢોરાને લઇને ચાલ્યો જતો હતો. તેને પોતાની આબાદાનીના સમયનાં અનેક સ્મરણો થયાં હશે! બિચારો મુંડી નીચી કરીને ચાલ્યો જતો હતો. હમેશની માફક દિવસભર કામ કરી થાકેલા બળદનો થાક ઉતારવા ગીત ગાવા જેવી તેની સ્થિતિ રહી નહોતી; અને તેનું દુઃખ પણ એવું નહોતું કે તે માત્ર ગીત ગાઇને નિવારી શકાય. તે મુંગો મુંગો ચાલ્યો જતો હતો. રસ્તે તેનાજ જેવી સ્થિતિના બીજા પણ કેટલાક ખેડુતો ચાલતા હતા. પરંતુ તેમની સાથે બોલવામાં પણ તેને શરમ લાગવા માંડી. જે વાત કરવા માટે આપણે બીજાની મજાક કરેલી તેજ વાત કરવાનો પ્રસંગ આપણે માથે આવ્યો એનું તેને રહી રહીને માઠું આવવા લાગ્યું. તે સીધો બજારમાંજ ગયો. આપણા નશિબમાં હશે તો પાંચ પચ્ચીસ રૂપીઆ તો મળશેજ એમ તેને લાગતું હતું, પણ બજારમાં જઇને જુએછે તો સરાસરી પાંચસે ઢોર આવેલાં. ચાર ચાર પાંચ પાંચ રૂપીએ એક ઢોર વેચાવાનું તેનું સ્વપ્ન તો કયાંનું કયાંય જતું રહ્યું પણ પાંચ પાંચ ઢોરનો એક એક રૂપીઓ પણ મળવાની મારામાર જયારે તેને લાગી, ત્યારે તેના મનની કેવી

સ્થિતિ થઇ હશે? તેના હૃદયને જબરજસ્ત આઘાત થયો. આ તે કેવો કારમો કાળ? બે ત્રણ આનામાં આપણા ધોળીઆ કાળીઆ જેવા બળદ? હું સ્વપ્નમાં તો નથીને? સ્વપ્નમાં તો ખચીત નથીજ. આ બધું છે તે ખરૂંજ છે, એવી પકી ખાત્રી થતાં તેને કેટલોએ વખત લાગ્યો. આટલી થોડી કિમ્મતમાં આપણાં ઢાર નથી વેચવાં એવો તેણે એક વાર નિશ્ચય પણ કર્યો, પણ નહી વેચીને કરવું શું? ચાર ગાઉ તેમને પગ ઘસડતાં પાછાં લઇ જવાં અને તે પણ તેમને કંઇપણ ખવડાવ્યા સિવાય એ તો કેવળ અશક્યજ. તે રસ્તામાંજ મરવાનાં. ઘર સુધી એક પણ સહીસલામત પહોંચવાનું નહિ. વેચવાનો છેવટ નિશ્ચય કરતાં તેને એક પહોર લાગ્યો. બીજો વિચાર કરી શકાય એમ હતુંજ નહિ. શું. કરે? બીજો તે શો વિચાર કરવાનો હતો? "વેચવાંજ, બધાં મળીને એક રૂપીઓ આવે તોપણ વેચવાંજ!!"

વાચકો, આ શબ્દોનો અર્થ તમારા ધ્યાનમાં પૂર્ણપણે આવી શકશે કે? ખેડુતોએ પોતાનાં પેટનાં છોકરાં કરતાં પણ વધારે પ્રેમ અને કાળજીથી ઉછેરેલાં ઢાર રૂપીઆનાં પાંચ લેખે વેચવાનો પ્રસંગ તેમના ઉપર આવે અને તે વેચવા તેઓ તૈયાર થાય એ દેશની કેવી દુર્દશા સૂચવેછે તેની તમને શહેરમાં રહેનારાઓને કલ્પના પણ આવેછે કે? જીભાઇથી બોલાયું પણ નહિ. એક માણસ પુષ્કળ ઢાર વેચાતાં રાખતો હતો, તેની આગળ તે પોતાનાં ઢાર લઇ ગયો; અને જે તેનાથી પોતાની જીભે બોલી ન શકાયું તે તેણે પોતાની આંખોથી સમજાવવાનો પ્રયત્ન કર્યો, પણ તે માણસ તેના આગળ આવી ઘાંટો પાડી કહેવા લાગ્યો. "અરે આ મુડદાં મારા આગળ કયાં આણ્યાં? જા, જા, તારા ઘરમાં તું ને તારી બાયડી મળીને સફા કરવાં હતાં ને?" આ કઠોર

શબ્દથી તેનાં હૃદયમાં ઘણુંજ લાગી આવ્યું અને તેને ઘણોજ સંતાપ થયો. પણ બિચારો શું કરે? મુંગો મુંગો પોતાનાં ઢોર પાછાં વાળવા લાગ્યો. ત્યારે તે માણસ મોટેથી હસીને બોલ્યો "ઠીક હવે લાવ્યો છે તો લાવ, લે પાંચે ઢોરના ચાર આના. છે શું તેમાં, ચામડી ઉતરડીને કાઢવાની મુશ્કેલી છે." જીભાઇ એક શબ્દ પણ બોલ્યો નહિ. તેના હૃદયને આ સઘળો પ્રકાર જોઇને એટલોબધો ધક્કો લાગ્યો કે તેનું વર્ણન કરવું પણ અશક્ય છે. આ ઢોર લેનારો કસાઇજ છે એ તેને ખબર પડી ગઈ, અને તેણે પોતાનાં ઢોર પાછાં વાળ્યાં. તે માણસે ચાર આનાના છ, છના આઠ, આઠના દસ ને બાર સુધી કર્યાં, છેવટે રૂપીઓ કહ્યો, પણ તેને આપણાં ઢોર વેચવાં નથી એવો તેણે નિશ્ચય કર્યો અને ત્યાંથી તેમને લઇ આગળ ચાલ્યો. પણ તે માણસ તેને છોડે નહિ. તેણે તેના હાથમાં બળજબરીથી રૂપીઓ મુકયો અને ઢોરને ખેંચી જવા લાગ્યો. જીભાઇને ઘણો ગુસ્સો ચઢયો અને મારવા ઉઠયો. છેવટે લોકોએ વચ્ચે પડી નીકાલ કર્યો. હવે શું કરવું? ઢોરનું શું કરવું? તેમનો શું રસ્તો કરવો? તેની કંઇ તેને સમજણ પડે નહિ! તેને ચિન્તા થવા લાગી. વેચવા સિવાય બીજો રસ્તોજ નહોતો. બીજું કોઇ ઘરાક આવે તો જોઇએ એમ ધારી તે ઉભો રહ્યો, તો બીજા એક જણે સવા રૂપીઓ આપવા માંડયો. તેના ધોળીઆ તેના કાળીઆ, દરેક ચાર ચાર આને વેચવા પડયા. તેને સમાધાન માત્ર એટલુંજ થયું કે આપણે ઢોર કસાઇને વેચ્યાં નથી. જેને વેચ્યાં તેને પુછ્યું, તું કસાઇ તો નથીને? પાછો કસાઇને વેચવાનો નથીને? તેણે તેનાં ઢોરના સમ ખાઇને કહ્યું કે "હું કસાઇ નથી અને કસાઇને વેચવાનો નથી." પછી શું જોઇએ. ભોળો બિચારો! આ દુનીઆનાં કપટથી તે કેટલો અજ્ઞાત હતો! કસાઇને

ન વેચવાનો તેનો પણ નિશ્ચય હતો, અને કાશીએ પણ તેને વારી વારીને કહ્યું હતું. સવા રૂપીઓ હાથમાં આવતાંજ તેણે તે ઢોરની પીઠ ઉપર એક વાર હાથ ફેરવ્યો. ધોળીઆ અને કાળીઆની ડોક ઉંચી કરી તેને પોતાના ખભાપર મુકી અને તેમને "ડચ ડચ" કરી થાબડી, અત્યંત દુઃખી હૃદયે તે તેમનાથી વિખુટો પડયો. હાથમાંનો સવા રૂપીઓ કંઇ તેને બહુ આનંદકારક લાગ્યો નહી. તેણે રૂપીઆ તરફ જોયું અને તેનાં શરીરનાં રૂવેરૂવાં ખડાં થયાં. આવેલા પૈસાના દાણા લેવાનો વિચાર મનમાં આવતાંજ તેના મનની એવી તો વિચિત્ર સ્થિતિ થઇ કે ન પુછો વાત. જે ઢોરપર આજ આપણે આટલા દિવસ સુખચેનમાં ગાળ્યા તેને આજ વેચી, તે પૈસાની બાજરી લઇ જવી પડેછે, એ વિચારજ તેને ભયંકર ભાસવા લાગ્યો. તેને તેની સ્ત્રીએ ખાવા માટે રોટલો કરી આપ્યો હતો તે સુક્કાં તેનાથી ખવાયો નહિ. તેણે એક વાર ખાવાનો યત્ન પણ કર્યો પણ કોળીઓ મોમાં ને મોમાંજ અમળાયા કર્યો. કેમે કર્યો ગળે ઉતર્યો નહિ. છેવટે રોટલો તેણે પાછો કપડાંમાં બાંધી લીધો. આપણને નહિ તો છોકરાંને ખાવા ચાલશે. ચાર આનાની સવાશેર બાજરી વેચાતી લીધી અને રૂપીઓ આખો રહેવા દીધો અને નીકળ્યો. હવે તેનું મન જરા સ્વસ્થ થવા આવ્યું હતું. ત્યાંથી જતાં પહેલાં આપણે આપણા બળદને એક વાર છેલ્લા જોઇ લઇએ એવો વિચાર કરી, તેણે આજુબાજુ જોયું, પણ ખરીદનાર કયાંય દેખાયો નહિ અને પેલા પહેલા કસાઇએ એકઠો કરેલો બળદનો તાંડો પણ ત્યાંથી જતો રહ્યો હતો. આપણા બળદને આપણે છેલવેલ્લા જોયા નહિ તે માટે તેના મનમાં ઘણુંએ માઠું આવ્યું, પણ કરે શું?

સવાશેર બાજરીની પોટલી બાંધીને મનમાં દુઃખ પામતો પામતો તે ચાલવા લાગ્યો. થોડે આગળ ગયો એટલે બળદના

મોટા મોટા તાંડા તેના જોવામાં આવ્યા. એમાં કાંઈ આપણાં ઢોર નથી એવી તેને ખાત્રી હતી. પણ શો ચમત્કાર ? તે નીસાસા નાખતો નાખતો ચાલ્યો જતો હતો એટલામાં એક ઢોરે તેનાં શરીર સાથે પોતાનું શરીર ઘસ્યું. તેણે વળીને જોયું તો તેનો ધોળીઓ બળદ. તે જોતાંજ તેના મનની શી સ્થિતિ થઇ હશે ! આપણે આપણા મનથી બીજાને વેચેલા બળદ આખરે કસાઇનાજ હાથમાં ગયા છે ! આપણાં બીજાં ઢોર એમાંજ હોવાં જોઇએ એમ લાગવાથી, સહજ તેણે બધે નજર ફેરવી, તો તેને પોતાનાં બધાં ઢોર એક પછી એક દેખાયાં. પછી શું પુછવું ? આપણે આપણાં ઢોર કસાઇનાં હાથમાં જવાં દીધાં નથી એટલું સમાધાન પણ બિચારાને રહ્યું નહિ. તે વાંસાપરનું ધાન્ય તે બળદનાં લોહીમાં ભીંજવેલાં જેવું તેને લાગવા માંડયું અને તે ધોળીઆને છેડે બાંધેલો રૂપીઓ, ધોળીઆને બાળતો બાળતો હવે માથાને બાળવા લાગ્યોછે એમ તેને ભાસ્યું. આપણી પાસેથી વેચાતાં લઇ તે કસાઇને તે ઢોર આપનારા માણસનું જાણે લોહી પીઉં એમ તેને થયું, અને ઝપાટાબંધ આગળ ધસી તેણે તે કસાઇને ગાળો દેવાનો આરંભ કર્યો પણ તેનું પરિણામ એ આવ્યું કે મારામારી શરૂ થઇ તેમાં તે બિચારાની બાજરીની પોટલી છુટી ગઇ અને બાજરી વેરાઇ ગઇ. તે તે ભુખ્યાં ડાંસ ઢોરોએ સાફ કરી, અને તેના છેડા-માં ચપટી એક બાજરી રહી તેટલી લઇને તેને રસ્તો માપવો પડયો ! ગરીબનો બેલી કોણ ? સત્ય, ન્યાય અને પ્રેમની વચ્ચે રહેલું અંતર કદીએ મટશે કે ?

આ સઘળું બન્યા પછી વાર્તાના આરંભમાં જણાવ્યા મુજબ તે ઘેર આવી પહોંચ્યો. એકાદ ઘરમાંનું માણસ મરી ગયું હોય અને શબ સ્મશાનમાં પહોંચાડીને પાછા ફરતાં મનની જેવી સ્થિતિ

થાય તેવી તેના મનની સ્થિતિ થઇ હતી. હવે સ્ત્રીને શું કહેવું ? ઢોર વેચ્યાં તો વેચ્યાં અને તે કસાઇના હાથમાં ગયાં. ચાર આનાની બાજરી નકામી ગઇ અને છેવટે એક રૂપીઓ—ઢોરનો જીવ વેચી—લોહી વેચી મેળવેલો રૂપીઓ લઇ પાછો આવ્યો. હવે આપણી સ્ત્રી આપણને શું કહેશે? અને આપણે પણ તેને શું કહેવું ? ધોળીઆ કાળીઆ છેવટે કસાઇના હાથમાંજ ગયા. એ કયે મોઢે કહેવું ! તેને કંઇ સુઝે નહિ—જેમ જેમ ઘર પાસે આવતું ગયું તેમ તેમ તેના પગ ભારે થવા લાગ્યા. એક પગ ઉંચકી બીજા પગની આગળ તેને મુકતાં પ્રયત્ન કરવો પડતો હતો. હું પણ તે ઢોરોની સાથે કયાંક જતો રહ્યો હોત તો ઘણું સારૂં. એવું તેના મનમાં કેટલીએ વાર આવ્યું. ઘરની તદ્દન નજીક આવતાં તેને પોતાની સ્ત્રીનાં ડુસકાં સંભળાયાં. કાશીનું રડવું સવારનું ચાલુજ હતું. જીભાઇને ઘરમાં પગ મુકવો પણ ભારે થઇ પડયો. તે ઘરની આજુબાજુ ફરવા લાગ્યો. તેણે પોતાના સુનાં થયલાં કહોડ તરફ નજર કરી—તેના આખા શરીરમાં કંપ થયો. વચમાં વચમાં તેને એમ ભાસ થવા લાગ્યો કે આપણી સોમી ગાય કહોડના અંધારા ખુણામાંથી મૃત્યુકાળે વિલક્ષણ દીસવા લાગેલી આંખે આપણા તરફ જુએછે અને મારા ધોળીઆને કયાં મુકી આવ્યા? એમ પુછે છે. તે ધોળીઓ તેનોજ વાછરડો હતો. આ વિચાર મનમાં આવતાંજ તેનાથી તે કહોડ તરફ જોવાયું નહિ ! કોઇ પૈસાની લાલચે કોઇ ગરીબ માણસનું ખુન કરે અને પછી કૃતકર્મનો તેને પશ્ચાત્તાપ થાય, એવી તેની અવસ્થા થઇ. આપણે આપણાં છોકરાંનાં પેટ ચાર દિવસ ભરવા ખાતર આપણાં ઢોર કસાઇને વેચ્યાં એ ઘણુંજ ખરાબ થયું. એના કરતાં તેમનાં ગળા સાથે ગળાં બાંધીને બધાં એકદમ મરી ગયાં હોત તો ઘણું સારૂં

થયું હોત. એવા વિચાર તેના મનમાં આવવા લાગ્યા. તેનો તેના ઢોર ઉપર ઘણો—ઘણોજ પ્રેમ હતો, પણ કરે શું? માત્ર પ્રેમથી શું થાય એમ હતું! આ ઇશ્વરી માયા કોણ સમજી શકે? તેણે જે કાંઇ કર્યું હતું તે તદ્દન લાચારીએ કર્યું હતું. તોપણ છેવટે વાતનો અંત આવો આવશે—આપણાં ઢોર આપણી નજર આગળ આપણે હાથે કસાઇની છરીના ભોગ થઇ પડશે? અરેરે! એથી વધારે ભયંકર તે બીજું શું બને?

અરે ઇશ્વર! હિન્દ દેવીનાં ગરીબ, નિરાધાર બાળકો આમ કેટલાંએ વર્ષો થયાં, મુંગે મોઢે દુઃખ ખમ્યા કરેછે તે શું તું નથી જોઇ શકતો? હિન્દ સિવાય કયા દેશની પ્રજા એવી રાંકડી છે કે જે આવો માર મુંગે મોએ સહન કરે? શું આ રોમે રોમે હિન્દવાસીઓમાં વ્યાપી ગયેલાં તત્વજ્ઞાનનું પરિણામ છે? દુઃખ સહન કરવું કારણકે તે ઇશ્વરેચ્છાથી આવેલું છે એવી ઉચ્ચ ભાવનાનું આ પરિણામ છે? શું ઇશ્વર હજી અમારી કસોટી કરી રહ્યોછે? એ કસોટી કયારે થઇ રહેશે? ઘણીએ વાર વિચાર આવેછે કે કે હિન્દીઓનું તત્વજ્ઞાનજ તેમનું ઘાતક છે. અર્થ સાધના અને પ્રાકૃતિક સુખોપભોગને માટે પ્રાકૃતિક ઉપાયોનીજ યોજના યોગ્ય છે એમ હિન્દે આજે યુરોપ પાસે શીખવાનું છે એવો ભ્રમ પણ મારા જેવા અનેક અર્ધદગ્ધોને થતો હશે. પરંતુ યુરોપ આજ આપણું સત્વ ચુસીને પણ શાંતિ પામ્યું નથી. પરંતુ આપણું સત્વ તો ચુસાયુંજ છે અને ચુસાયું જાયછે. હિન્દના ખેડુતો દિવસો દિવસ સાધનહીન બનતા જાયછે. તેમને કદી ન્યાય મળ્યો નથી. તેમના તરફ કોઇ પ્રેમ કે લાગણીથી જોનારૂં નથી. તેમની સારી સ્થિતિમાં તેઓ સર્વની સેવા કરેછે. તેમની દુર્દશામાં તેમનો બધા લાભ લેછે. તેમની કોઇને દયા આવતી નથી.

## ૨

## જીભાઈ પટેલ.

ઉપર કહ્યા પ્રમાણે ઢોર વેચી પાછા ફરેલા, જીભાઈની એવી સ્થિતિ થઇ. ઘરમાં જતાં તે ખંચાયો તેથી તે પોતાનાં ભાગેલાં ઘરની આજુબાજુ ફેરા મારવા લાગ્યો. કેમે કર્યા તેના પગ ઘરમાં જાય નહિ. કાશીને તો ઢારો ગયા પછી ઘણીજ હાય લાગી ગયા જેવું થયું. એકદમ કંઇ અકસ્માત થવાથી કોઇક માનાં ચાર પાંચ છોકરાં મરી જાય અને તેની જેવી સ્થિતિ થઇ જાય તેવીજ કાશીની થઇ હતી. તેણે આખો દિવસ રડયાજ કર્યું. દિવસમાં પચીસ વાર તેણે ક્હોડ તરફ નજર કરી અને તે બધી વખતે તે પોક મુકીને રડી. જેમ જેમ સાંજ પડી તેમ તેમ જીભાઇ હવે ઘેર આવશે અને આવશે તે ઢોર વગરજ આવવાના એ વાત તેના મનમાં આવવા માંડતાં બપોરે ઓછો થતો ગયલો તેનો શોકાવેગ ફરીથી બેવડા જોરથી વહેવા લાગ્યો, અને ડુસ્કાંપર ડુસ્કાં આવવા લાગ્યાં. જેમ જેમ મોડું થતું ગયું તેમ તેમ જીભાઇ પટેલ કયારે આવશે—હજી કેમ ન આવ્યા—એવી પણ તેને ચિન્તા થવા લાગી. તેણે પચીસેક વાર કાન માંડયા. તેનો મોટો છોકરો લાલીઓ જાગતો હતો, તેને બહાર જઇને જોવાનું તેણે કહ્યું. પરંતુ જીભાઇનો પત્તો નહિ. કારણકે જીભાઇ તેનાં પગલાં સાંભળીને, પાછલી બાજુએ નાસી ગયો. હવે અંદર જવાની અને પોતાની સ્ત્રી પુછે તેનો જવાબ આપવાની તેનામાં હિમ્મતજ નહોતી. પણ એમ કયાંસુધી ચાલે? થોડા વખતમાં કાશીને ઘણીજ ચિન્તા થવા લાગી અને તે જાતે પોતાના વરની તપાસ કરવા બહાર નીકળી. તેને રોજના આવવાના રસ્તા બધા ખબર હતા. લાલીઆને છોકરાંઓ પાસે બેસાડયો અને તે બહાર નીકળી. પણ તરતજ

અંચાઇને પાછી હઠી. કોઇપણ આપણા વર જેવો માણસ આપણી તરફ વિચિત્ર નજરે જોઇ રહ્યોછે એવો તેને ભાસ થયો. ભાસ થયો એમ કહેવાનું કારણ એટલુંજ કે તે જીભાઇજ છે એમ ઓળખતાં તેને ઘણી મુશ્કેલી નડી. એટલોબધો જીભાઇની ચર્યામાં ફરક પડયો હતો. તેની આંખો કંઇ વિલક્ષણજ દેખાતી હતી. મોઢું કાળું ઠીકરાં જેવું થયું હતું. સ્ત્રીની અને તેની દૃષ્ટાદૃષ્ટ થતાંજ તેને ઘણું—ઘણુંજ માઠું આવ્યું. તે ટેકો આપી ઉભાં કરેલાં પ્રેતની માફક જ્યાંનો ત્યાંજ ઉભો રહ્યો. બેત્રણ વાર બરાબર જોયા પછી કાશીએ તેને ઓળખ્યો અને એકદમ બુમ પાડી ઉઠી. છેવટે, "વેચી આવ્યાને આપણાં ઢાર? અરે મને કેમ તેમની સાથે ન વેચી?" જે પ્રશ્ન અત્યારે નહોતો કરવો જોઇતો તેજ પ્રશ્ન કાશીએ પુછયો. જીભાઇ તરફથી તેનો ઉત્તર કંઇજ મળ્યો નહિ. ઉલટો તેનો ચ્હેરો વધારે ને વધારે કાળો પડવા લાગ્યો. તે વખતે ઘણું અંધારૂં થવા આવ્યું હતું એટલે ઠીક થયું. જો તે ચ્હેરો સ્પષ્ટ કાશીના જોવામાં આવ્યો હોત તો તેને શુનું શું થઇ ગયું હોત! જીભાઇ એક અક્ષર પણ બોલ્યો નહિ. હું ગાંડા જેવું બોલુંછું એ ઠીક નહિ એમ માનીને કાશી આગળ ગઇ અને તેણે પોતાનો હાથ તે દુઃખાવિષ્ટ વરના ખભા ઉપર મુકયો, અને "આમ મુંગા શું ઉભા છો? બોલતા કેમ નથી? ઢાર સારા માણસના હાથમાં ન ગયાં કે શું? ગમે તેના હાથ ગયાં પણ કસાઇના હાથમાં તો ગયાં નથીને?" એમ ઘણેજ ધીમેથી પુછવા લાગી. તેણે કર્કશપણે જો ઉપલાજ સવાલો કર્યા હોત તો કદાચિત જીભાઇએ ત્રાસીને તેને કઠોર જવાબ આપ્યા હોત. પરંતુ હવે તેવા જવાબ આપ-વાનું બને એમ નહોતું. તેને પ્રશ્નોના શબ્દમાં તો જવાબ મળ્યા નહિજ પણ શબ્દથી પણ જેમાં અર્થ વધારે એવો જવાબ અન્ય

પ્રકારે મળ્યો. એકાએક તેના હાથ ઉપર એક ગરમ જળબિંદુ પડ્યું. આ જળબિંદુ તે કઠણ ખેડુતની આંખમાંથી પડેલું આંસુ હતું. જે દેશના ખેડુતની આંખોમાંથી આવાં આંસુ વરસો વરસ પડે છે તે દેશમાં હમેશની ગરીબાઇ હોય તેમાં શું આશ્ચર્ય ! તે આંસુથી કાશીને જવાબ મળ્યો. તે સમજી કે ઢોર સારાનાં હાથમાં ન ગયાં. તે કોઇપણ કસાઇના હાથે ચઢયાં. તેને પાર વગરનો શોક થયો. તે શોકાતિરેકને લીધે તેના મોમાંથી એક પણ શબ્દ નિકળ્યો નહિ. છેવટે જે ન થવાનું તેજ થયું. ક્ષણ માત્ર તે ઉભી રહી અને પછી તે ધડ લઇને નીચે પડી. આ વાત સાંભળીને તેના હૃદયને ઘણો ધક્કો પહોંચ્યો. તે નીચે પડતાંજ તેના વરે તેને સાચવી લીધી અને તે તેને અંદર લઇ ગયો. ઘણા સમય સુધી તે બેશુદ્ધ રહી. જીભાઇએ પાણી વિગેરે છાંટયું પણ વ્યર્થ. લાલીઆ સિવાય બધાં છોકરાં ઉંઘી ગયલાં હતાં એટલે ઠીક થયું. નહિ તો ભારે કકલાણ થઇ રહ્યું હોત. લાલીઓ સાધારણ તેર વરસનો હશે. તે બધામાં મોટો. તેનાથી નાનાં અગીઆર મહિનાનાં નાનાં બાળક સુધી એકેકથી નાનાં એમ સાત છોકરાં હતાં, અને ઘરમાંની એકંદર સ્થિતિ કેવી હતી અને બારીક સમો આવતાંજ તેમની કેવી અવસ્થા થવાનો સંભવ હતો, એ અત્યારસુધીની હકીકત ઉપરથી વાચકોના ધ્યાનમાં આવ્યુંજ હશે. તે અસ્થિ ચર્મવત શરીરવાળાં છોકરાંઓને જીવાડવા ખાતર આજસુધી જેનો જેનો ઉપયોગ થઇ શકે એમ હતું અને જે જે વસ્તુઓના પૈસા ઉપજાવવાનો સંભવ હતો, તેના તેના આજસુધી પૈસા ઉપજાવી તેનો ઉપયોગ કર્યો હતો. હવે માત્ર તે છોકરા નીચે પાથરેલી અર્ધી ફાટેલી કામળ, અને અર્ધી ઓરાડેલી ચાદર અને બેત્રણ હાંલ્લાં—તેના પણ કાંઠલા ફુટેલા—એ તેમની માલમતા ! કાશીનું પહેરેલું લુગડું, જીભાઇનું

પહેરેલું ધોતીયું અને માથે બાંધેલું ફાટેલું મોળીઉં તેમાં ઉમેરીએ કે વાડી સંપૂર્ણ થઇ એમ સમજવું. આ વખતે તે ઘરમાં દીવો બીલકુલજ નહોતો. તે ઘર જો સંધ્યાકાળે જોયું હોય તો આપ્યું છે તેટલું વર્ણન પણ તેનું આપી શકાય નહિ.

ઉપર જણાવ્યા પ્રમાણે કાશીને અંધારાંમાંજ ઉંચકીને મુકી, અને અંધારાંમાંજ તેને ઘરમાં મુકીને જીભાઇએ પાણી છાંટવાનો ઉપચાર ચલાવ્યો. તે ઘણી વાર સુધી બેશુદ્ધ રહી. આજ કેટલાક દિવસ થયાં તેને અર્ધું અથવા પા પેટ ભરીને દિવસ કાઢવા પડયા હતા. તેમાં પાછું એક ધાવણું છોકરૂં. એટલે તેને ઘણીજ અશક્તિ આવી ગઇ હતી. ઘણો વાર સુધી જ્યારે તે શુદ્ધિમાં ન આવી ત્યારે જીભાઇને ફાળ પડી. આ વળી આપણાપર નવીજ આફત આવવાની એમ લાગવાથી તે ઘણોજ હતાશ થયો, અને તેમાં આજ તો તેના પેટમાં એક અન્નનો દાણો પણ ગયો નહોતો. તે વખતે તેની કેવી અવસ્થા થઇ હશે, તેની કલ્પના જેનાથી થાય તેણે કરી લેવી. તેણે તદ્દન આશા છોડી. દીવો સળગાવીને જોઉં એમ થયું તો દીવાસળી નહિ. તેલ નહિ અને દીવો એ નહિ. આસ-પાસ કયાંક પડોશીને ઘેર જાય તો તે પણ ઘણાખરા ગામ છોડી જતા રહેલા. વતનદાર અને પટેલ તળાટીના સંબંધમાં તો તેણે તેના જેવા અનેક ખેડુતોને થયેલા અનુભવો જોયા હતા. એવી સ્થિતિમાં કેવળ ચિંતાગ્રસ્ત બેસી રહેવા સિવાય તે બિચારો શું કરી શકે? હવે આગળ શું થશે? એકલો જીવ હોત તો ગમે ત્યાં જાત અને ગમે તે કરત. પણ હવે આ સાત છોકરાં—તેમની શી વ્યવસ્થા કરવી? એ સવાલ તેના મનમાં ઉભો રહ્યો અને તેના મનની ઘણી ભયંકર સ્થિતિ થઇ! સ્ત્રી તો ખરેખર મરીજ ગઇ છે એમ તેને લાગ્યું. એટલુંજ નહિ પણ, તે આ યાતનામાંથી

છુટી એવા પણ તેને વિચાર આવ્યો અને તેને એક પ્રકારે શાંતિ થઇ. પણ નહિ, કાશીનું નસિબ જીભાઇને લાગ્યું તેટલું સારૂં નહોતું. થોડાજ વખતમાં તે પોતાની મેળે શુદ્ધિમાં આવી, અને પોતાનાં નાનાં બાળકને ફૂંફેરાસવા લાગી. તેણે અત્યંત ક્ષીણ અવાજે લાલીઆને હાંક મારી. તારા બાપ હજી આવ્યા કે નહિ એમ પુછયું. વચ્ચે બનેલા સઘળા બનાવનું તેને વિસ્મરણ થયલું જણાયું. પરંતુ જીભાઇએ તેની હાંકનો જવાબ વાળ્યો એટલે તે સ્મૃતિમાં આવી અને તે એકદમ બોલવા લાગી. "કેમ પછી છેવટે કસાઇનેજ વેચ્યાને આપણા ધોળીઆ કાળીઆ અને આપણી ચાંદરી ભેંસ? તેને ઢોર આપતાં અને તેના પૈસા લેતાં તમારો હાથ શી રીતે આગળ ગયો? અને પૈસા પણ કેટલા આવ્યાછે?—કેટલા છે લાવોને. હું તેમાંનો એક દાણો પણ મોંમાં નાખવાની નથી. જાઓ તમને ફાવે તે કરો. આપણાં ઢોર—અરે તે ઢોર નહિ પણ મારાં પેટનાં છોકરાં હતાં છોકરાં—કસાઇને વેચવાં અને તેના પૈસાથી આપણા પેટનો કુવો પુરવો?" એવી રીતે તેણે કેટલીએ વાર સુધી બોલ્યા કર્યું. તેને એક પ્રકારનો વાયુજ થયો હતો, અને તેના ઝટકામાં આ સઘળું ચાલતું હતું. જીભાઇએ ઘણું કહ્યું કે હું સઘળી હકીકત કહું છું તે સાંભળ તો ખરી, અને તેણે પોતાની હકીકત કહી પણ ખરી. પણ તેના મનનું સમાધાન થાય નહિ. તે બોલી—"હવે જે થયું તે થયું પણ તે પૈસાનું અનાજ નથી આણવું. ભૂખે મરશું તો એકેકને ગળે વળગી મરશું પણ તે પૈસાનું ધાન નથી જોઇતું. તે પૈસા ઘરમાં પણ નથી રાખવા. ફેંકી દો. ગમે ત્યાં ફેંકી દો. એવી તેણે હઠ પકડી, અને પોતાના નાનાને સોડમાં લઇને અત્યંત ક્ષીણ થવાથી ગ્લાની પામી ઉંઘી ગઇ. જીભાઇને માત્ર તે રાત્રે ઉંઘ ન આવી.

તેણે આખી રાત ચિન્તામાં ને ચિન્તામાં આમથી તેમ ફર્યાં કર્યું. પળમાં તે બહાર જાય. બહાર જાય એટલે કહોડ તરફ નજર જાય એટલે પાછો ઘરમાં આવે. તેની આખી રાત જાણે નરકયાતનામાંજ ગઇ. સૂર્ય કયારે ઉગે અને અજવાળું પડે એમ તેને થઇ રહ્યું હતું.

આખરે ઇશ્વરે તેની ફર્યાદ સાંભળી. પૂર્વ દિશામાં લાલ રંગ દેખાવા લાગ્યો. થોડાજ વખતમાં આ દુકાળમાં તારાજ થયલાં કુટુંબની કેવી દશા છે તે જોવાને સૂર્યનારાયણે પોતાનાં કિરણો તે ઘરમાં ફેંકયાં, અને તે નવ માણસોનું કુટુંબ હવે આજે શું કરવું તેની ચિન્તા કરતું જાગૃત થયું. કાશીમાં તો ઉઠવાની શક્તિજ રહી નહોતી પરંતુ તે હિમ્મત આણી ઉઠી. તેની આગલા દિવસની હઠ બિલકુલ ગઇ નહોતી. જીભાઇને જોતાંજ તેને બધું યાદ આવ્યું અને તે તેને કહેવા લાગી, "તમે જો તે પૈસામાંથી તમારું પેટ ભરો તો તમને મારા લોહીના સોગન છે! હું તમને તેમાંથી કાંઇ લાવવા દેવાની નથી. તે રૂપીઆને નદી, નાળું, જ્યાં ફાવે ત્યાં ફેંકી દો પણ તે આપણા ઘરમાં નહિ. એ લોહીથી ખરડાયલો રૂપીઓ આપણે ન જોઇએ. હવે તમે જાઓ. લાલીઆને જોડે લઇ જાઓ. ગમે ત્યાં કામ શોધી કહાડો. તે તમને ઘણો ઉપયોગી થઇ પડશે. મારી કાળજી રાખશો નહિ. હું મારે ગમે તે કરીશ, અને મારું અને મારાં છોકરાંનું પેટ ભરીશ. છોકરાંની તમારે જરાએ ચિન્તા કરવી નહિ. લાલીઆને સંભાળજો. જો ફાવે તો હીરાને પણ લઇ જાઓ. તે પણ ખાસો દસ વરસનો થયોછે. બાકીનાંને રહેવા દો મારી પાસે. હું તેમનું પેટ ભરીશ. હવે જેમ જલદી જાઓ તેમ સારું. તમારું પુરું કરતાં વધે તો મને મોકલજો, અને ન મળે તો ત્રણ જણાનું પેટ ભરાશે તોએ

બહુ છે." કાશીએ આખો દિવસ આવો ને આવો ટકટકારો ચાલુ રાખ્યો. તેણે તે રૂપીઓ તો છેવટે નાળાંમાં ફેંકીજ દેવડાવ્યો; અને જીભાઇ પાસે બે છોકરાને લઇને જવાનું પણ કબુલ કરાવ્યું. બીજો ઉપાયજ નહોતો. બધાં જોડે ક્યાંક જાય તો નિભાવ થાય કે કેમ તેની શંકાજ. તો છેવટે બન્નેએ પોતપોતાની ઇચ્છા પ્રમાણે રસ્તો પકડવો એમ ઠરાવ થયો. ઇશ્વરેચ્છા હશે તો પાછાં મળશું. નહિ તો નહિ, એવો નિશ્ચય કર્યો. જીભાઇ, લાલીઓ, અને હીરો એમ ત્રણ જણ એક દિશામાં અને કાશી નાનાં બાળક સાથે પાંચ છોકરાં બીજી દિશામાં, એમ વહેંચણી કરવામાં આવી. જીભાઇનો વિચાર એમ કરવાનો નહોતો પણ કાશી ઘણીજ નિશ્ચયી. તે બોલી કે જો તમે એમ નહિ કરો તો હું રાતે ને રાતે બેત્રણ છોકરાંને લઇને ક્યાંક ચાલતી થઇશ. તે ઘણી ડાહી હતી. તેને એવો વિચાર આવ્યો કે, બધાં જો એકજ ઠેકાણે જઇશું તો જે કાંઇ થોડું મળે તે બધાંને પહેલું ખવડાવવું પડે એટલે જીભાઇને કાંઇજ મળશે નહિ અને પછી થોડાજ વખતમાં એમની જાત તુટી જશે અને બધાનુંજ આવી બનશે. તેનાં કરતાં આજજ જુદી જુદી દિશાએ નીકળી જવું તે સારૂં. હું જાતે તો બનતાં સુધી ઘર છોડીને જવાની નથી એમ તેણે કહ્યું. આમ ઠરાવ થયા પછી કાંઇ વાટાઘાટ રહી નહિ. જ્યાંસુધી ઉપર પ્રમાણે બોલવાનું હતું ત્યાંસુધી તો કાશી હિમ્મત રાખી બોલી, પણ પ્રત્યક્ષ તેનો વર અને તેના બે મોટા છોકરા જ્યારે જવાને નીકળ્યા ત્યારે તેના શોકનો પાર રહ્યો નહિ. તે વખતના તે વિયોગનું વર્ણન મારાથી થઇ શકે એમ નથી એટલે હું એટલુંજ કહું છું કે, પાંચ છોકરાંને લઇને જેટલે લાંબે જઇ શકાય તેટલે આઘે સુધી તે તેમને વળાવવા ગઇ, અને આંખમાંથી આંસુ ખુટયાં ત્યાંસુધી રડી—ઘરમાંના ઢોર માત્ર

ગયાં, તેટલામાં જેને છોકરાં ગયાં પ્રમાણે શોક થયો, તે માને પ્રત્યક્ષ બે છોકરા અને પતિ દેશાવર જવા નીકળી પડયા તે વખતે કેટલો શોક થયો હશે, એનું શું વર્ણન કરવાની જરૂર છે? તેઓ દેખાતા બંધ થયા ત્યાંસુધી તેમના તરફ તે જોઇ રહી, અને છોકરાંઓ રડવા લાગ્યાં ત્યારેજ તે ઘેર પાછી ફરી.

જીભાઇ, લાલીઓ અને હીરો ત્રણે પણ ઘણાજ શોકગ્રસ્ત હતા. લાલીઓ તેર વરસનો હતો એટલે તેને બધી સમજણ પડતી હતી. હીરો દસ વરસનો હતો એટલે માને છોડી જવામાં તેને ભયંકર સંકટ લાગ્યું. તે નીકળતી વખતે બેફાટ રડવા લાગ્યો. પરંતુ લાલીઓ જરા મશ્કરો હોવાથી તેણે તેનું રડવું ભુલાવ્યું અને તેને શાંત પાડયો. જીભાઇનું મન અત્યંત ઉદ્વિગ્ન થયું હતું. આપણે આ છોકરાઓને લઇને નીકળી આવ્યા ખરા, પણ પાછળ સ્ત્રીની શું સ્થિતિ થશે એ એક ચિન્તા, અને આ છોકરાઓને લઇને આપણે જયાં જઇશું ત્યાં આપણું શું થશે એ બીજી ચિન્તા. કામ પણ કયાં મળશે? શહેરમાં ગયા સિવાય બીજે કયાંય કામ મળવું અશકયજ; અને શહેરમાં પણ કામ મળશે એની શું ખાત્રી? આવા આવા વિચારો તેના મગજમાં ઘોળાયા કરતા હતા. શહેર કંઇ નહિ તો પચીસ ગાઉ દૂર હતું. ત્યાં પહોંચવું શી રીતે? રસ્તામાં પેટ શી રીતે ભરવું? પાસે તો એક કોડી કહેતાં કોડી પણ નહિ. એમ કરતાં કરતાં જીભાઇ પોતાના ગામથી ચાર પાંચ ગાઉ ગયો ન ગયો એટલે હીરાના પગ દુખવા આવ્યા અને તે એકદમ નીચે બેસી જઇ રડવા લાગ્યો. મુકામ કરવાનું ગામ હજી ગાઉએક દૂર હતું. ત્યાંસુધી ચાલવાની કાંઇ છોકરામાં શક્તિ રહી નહોતી. એટલે તેને ખભે બેસાડી લેવાની ફરજ પડી. એમ કરતાં કરતાં એક વાર ગામમાં તો પહોંચ્યા. ગામમાં પેસતાંજ,

ભાડભૂંજાની દુકાન જોઇ, હીરાએ ભૂખ લાગી ભૂખ લાગી એમ બુમો મારવા માંડી. હવે આ છોકરાને ખવાડવું શું ? તેના માથા-પરનાં ફાટેલાં ચીથડાં જેવાં મોળીઆં સિવાય તેની પાસે કાંઇજ નહોતું. તેનું તે શું ઉપજે ? કોઇ લેનારો નીકળે તોએ બે પૈસા આપે નહિ. ભીખ માગીએ તો આજ સુધી તે કદી માગેલી નહિ, અને કદાચ માગીએ તો કંઇ મળશે કે કેમ ? એમને એમ વિચાર-માં તેણે ઘણો વખત કહાડી નાખ્યો. તે કેટલાક વખત સુધી ચિંતામાં બેઠો હતો. પોતાની આસપાસ શું ચાલી રહ્યું છે તેનું તેને બિલકુલ ભાન નહોતું. એટલામાં હીરો પાછો ભૂખ ભૂખ કરવા લાગ્યો તે સાંભળી જીભાઇને ભાન આવ્યું અને આમ તેમ જુએછે તો, લાલીઓ ન મળે ! છોકરો ગયો કયાં એની તેને ચિન્તા થવા લાગી પણ તે ઘણો વાર ટકી નહિ. લાલીઓ થોડી વારમાંજ હાથમાં કાંઇ લઇને આવ્યો અને તે તેણે હીરાના મોં આગળ મુકયું. તે થોડું ખાવાનું લાવ્યો હતો. જીભાઇએ તેને કયાંથી લાવ્યો એમ પુછયું. તે ચપળ છોકરાએ, હીરા માટે કયાંકથી માગી લાવ્યો એમ જવાબ આપ્યો ત્યારે તેને જરા શાંતિ થઇ. હીરાને ખાતાં વધ્યું તે લાલીઆએ ખાધું. હવે આપણે કાંઇ ખાવું નથી એમ નક્કી કરી, જીભાઇએ પોતાનું ફાટેલું મોળીઉં પાથરી બન્ને છોકરાને એક મંદીરનાં આંગણામાં સુવાડયા. આ પ્રમાણે સાત આઠ દિવસ તુકડા માગી ખાતા ખાતા તેઓ આખરે શહેરમાં જઇ પહોંચ્યા. જાણે તેમનાપર આવી પડવાનું સંકટ તેઓ આવેછે કયારે તેની વાટ જોઇનેજ ન બેઠું હોય ! જીભાઇ પોતાનાં હાડકાં ચામડાં થયેલા છોકરાઓને લઇને સવારે આઠેક વાગે શહેરમાં પેઠા. અને આટલા દિવસ ઉપવાસી રહેતો રહેતો આવેલા હોવાથી, તેને એમ થયું કે, ચાર પાંચ પૈસાનું

મજુરીનું કામ ખોળી કહાડી તે પૈસા હાથ આવે એટલે એક વાર કંઇ લઇને ખાઇશ અથવા અનાજ આણી તેનો રોટલો બનાવી ખાઇશ. કોઇ કંઇ કામ આપે અને આપણને ચાર પાંચ પૈસા મળે એટલામાટે તેણે ઘેરેઘેર તપાસ કરી. પણ ભીખ માગી નહિ. તેને કોઇએ કામ આપ્યું નહિ એટલુંજ નહિ, પણ સઉ તેને ધુડકાવીને કાઢી મુકવા લાગ્યા. એક બે ઘરમાંથી સ્ત્રીઓને તે છોકરાઓપર દયા આવવાથી તેમને માત્ર ખાવાનું આપ્યું. ઉપર કહ્યા પ્રમાણે જીભાઇ આશરે બેએક કલાક ફર્યો. છેવટે એક ગૃહસ્થને તેની અને તેનાં છોકરાંની દયા આવવાથી તેને બેઆની આપીને કહ્યું કે "ભાઇ પહેલો ગમે ત્યાં જઇ કંઇ લઇને રોટલો કરીને ખા, પછી કામ શોધવા નીકળ" જીભાઇએ તે બેઆની માટે તે ગૃહસ્થનો કેટલોએ આભાર માન્યો. તે લાગલોજ કંઇ મળે તો તે લેવાના ઇરાદાથી નીકળ્યો, અને બજાર કયાં છે તેની તપાસ કરતો કરતો બાર વાગે બજારમાં જઇ પહોંચ્યો. બેઆનામાં તે શું આવશે તેનો વિચાર કરતો કરતો તે ઉભો હતો એટલામાં એકદમ જયાંત્યાંથી "નાસો, નાસો! આવ્યા આવ્યા!" એવી બુમો પડી. એટલે તે પોતાના છોકરાઓને સંભાળીને, શું છે તે જોવા લાગ્યો તો એકદમ ચારસેં પાંચસેં, તેના જેવાજ દેખાતા દુકાળીઆઓએ બજારમાં પેસી દુકાનો લુટવા માંડી. આ છે શું! આ શું થયું! એ તે સમજ્યો ન સમજ્યો એટલામાં, અનાજના કોથળે કોથળા, રસ્તામાં ફેંકાવા લાગ્યા, અને જેનાથી જેટલું લેવાય તેટલું લઇ જવાનો સપાટો ચાલ્યો. જીભાઇ જાતે પાટીદાર અને મોટા કુળનો. તેને આ લુટાલુટમાં પડવું કેવળ નીચપણાંનું કૃત્ય લાગ્યું, અને કયાંક ખુણામાં જઇને ઉભો રહું એમ ધારી આમતેમ જોવા લાગ્યો તો હીરો ન મળે. તેને કંઇ સુઝયું નહિ. આ ટોળાંમાં તેને

શોધવો કયાં? પરંતુ એક હાથે લાલીઆને ઝાલી હીરાને શોધવા તે ટોળાંમાં પેઠા. પોલીસ હજી આવી નહોતી, અને લુટાલુટ ચાલુજ હતી. લુટારાઓ માત્ર ધાન્યજ લુટતા હતા એમ નહોતું. દુકાન જોઇ કે મહી પેસવું અને જે હાથમાં આવે તે લેવું. ખાવા જેવું હોય તો ખાય. લઇ જવા જેવું હોય તે લઇ જાય. નહિ તો લાત મારીને ફોડી નાખે. એમ કેર વર્તી રહ્યો હતો. દુકાળથી નિરાધાર થઇ ગયેલા લોકો કરતાં અંદર બદમાશ લોકોજ વધારે હતા. તેમણે ગમે તે દુકાનમાં પેસી ફાવે તે લુટવાનો અને અનાજના કોથળે કોથળા ઉપાડી જવાનો સપાટો ચલાવ્યો હતો. દુકાળીઆઓ બિચારા મરણતોલ હાલતમાં! તેમનામાં જોર સુદ્ધાં રહેલું નહિ. એટલે તેઓ બસેર પાંચસેરનું પોટલું બાંધી નાસવા લાગ્યા. "આ ગર્દીમાંથી આપણે છુટીને કયાંક જઇએ તો સારું, નહિ તો શી આફત આવી પડશે ને શી નહિ તે કાંઇ કહેવાય નહિ," એમ જીભાઇને ઘણીએ વાર થયું, પરંતુ માયાને લીધે તેનાથી હીરાની તપાસ કર્યા વિના જવાયું નહિ. તે એક હાથમાં લાલીઆને મજબુત પકડીને હીરાની શોધમાં ફાવરોબાવરો દોડતો હતો. પણ હીરાનો પત્તો લાગે નહિ. તેની ભૂખ તરસ પણ જતી રહી. હીરા વિના કંઇ તેને સુઝે નહિ. "મારા હીરાને કયાં નાખી આવ્યા? કયાં છે તે?" એમ આપણી સ્ત્રી આપણને પુછેછે એવી તેને ભ્રાંતિ થવા લાગી, અને તેથી ગભરાઇને તે, તે ગર્દીમાં મોટે મોટેથી "હીરા હીરા" એમ બુમ મારવા લાગ્યો. પણ વ્યર્થ. "છોકરો કયાંક ચગદાઇ તો ગયો નથીને!" એવો ભયંકર વિચાર પણ તેના મનમાં આવ્યો અને તે વિચાર આવતાં તેમ બનવાનો કેટલો સંભવ હતો તેનો ખ્યાલ જેમ જેમ તેને આવતો ગયો તેમ તેમ તો તેના પગ છેકજ ભાગી ગયા તે એટલે સુધી કે તેનામાં

એક પગલું પણ ચાલવાની હામ ન રહી અને તે એક લુટાઇને નાશ થયલી દુકાનનાં પાટીઆંને ટેકો દઇને અને પોતાના હાથપર માથું મુકીને ઉભો રહ્યો. એટલામાં "સવાર આવ્યા, સવાર આવ્યા," એવી બુમ પડી. સર્વ લુટારાઓ નાસવા લાગ્યા. જીભાઇ પણ નાસી જાત પણ તેનું ચિત ઠેકાણે નહોતું. આપણો છોકરો આ ગર્દીમાં જરૂર ચગદાઇ મર્યો એમ તેને લાગવાથી તેના શોકનો પાર રહ્યો નહોતો. લુટારાઓ તેની પાસે થઇને તેને ધક્કા મારીને નાસતા હતા તોપણ તે કાંઇ સમજ્યો નહિ. એક ભિખ્યારીએ તેનો ખભો ઠોકીને "રાંડના નાસને, તારા પેલા બાપ આવેછે તે જોતો નથી? નાસ નહિ તો માર્યો જઇશ" એવું પણ કહ્યું. પણ જીભાઇ તો હાલે પણ નહિ. એટલે તેણે "મર ત્યારે" એમ કહી ચાલતી પકડી. અર્ધીજ મીનીટમાં જીભાઇને પોલીસે ઘેરી લીધો. એકે તેની ગળચી પકડી, બીજાએ તેને લાત મારી, બાકીનામાંથી એકે લાલીઆને તમાચો માર્યો, અને બધાએ તેમને ગાળો દઇને બન્નેને જકડીને બાંધ્યા. જે હાથ આવે તેને પકડવાનો પોલીસે સપાટો ચલાવ્યો. ખરા બદમાશ અને જોરાવર હતા તે તો કયારનાએ પોબારાજ ગણી ગયા હતા. સપડાયા તે બિચારા આપણા જીભાઇ પટેલ જેવા ભલા નિર્બળ લોકો. પણ ભલો ને નબળો જુએછે કોણ? છીંડે પકડાયો તે ચોર. દસ વીસ માણસો પકડાયાં એટલે તેમને ચોકીપર મોકલી આપીને, બજારમાં એક પોલીસ પાર્ટી બેસાડી. "Order was completely restored"! બંદોબસ્ત સંપૂર્ણ થઇ ગયો! અધિકારીઓ વિદાય થયા. જીભાઇ, લાલીઓ અને બીજા લોકો પોલીસ ચોકીપર પહોંચ્યા એટલે, એક દસ અગીઆર વરસનો છોકરો આ ગર્દીમાં કચડાઇને છુંદાઇ ગયોછે એવી વર્દી આવી. એ સાંભળીને જીભાઇના જીવને શુંનું શું થઇ

ગયું ! એ આપણો હીરોજ હોવો જોઇએ તેની તેને જરા પણ શંકા રહી નહિ. પણ એક વાર પ્રત્યક્ષ જોવું એમ વિચારી "ક્યાં છે તે ? ક્યાં છે તે ? અરે મારોજ છોકરો ખોવાયો હતો. હીરો છે એનું નામ હીરો." એમ ઘણીજ આતુરતાથી બોલતો બોલતો તે ઉભો થયો, અને જવા લાગ્યો. એટલે હવાલદાર સાહેબે તેને ગાળ દઇ એક બંદુકનો કુંદો એવો તો માર્યો કે તે તમરી ખાઇ નીચે પડયો. લાલીઓ તો એવો ગભરાઇ ગયો કે તેનાથી ન બોલાય કે ન હલાય. તેને ચોકીએ લઇ ગયા પછી તે તદ્દન નિશ્ચેષ્ટજ પડયો હતો. થાક અને ઘણા દિવસથી અન્ન ન મળેલું હોવાથી તેને મુર્છા આવી. તે જોઇને પણ જીભાઇનો જીવ અસંત કપાવા લાગ્યો. છેવટે તે બિચારો હીરાને જોવા નજ પામ્યો. તેની મજાક કરવા ખાતર, અને ગામડીઆ ભાષા અને ચાળાથી તેની શોક પ્રદર્શિત કરવાની ગમત જોવા ખાતર માત્ર તેના આગળ તે મુડદાંની સ્થિતિનું વર્ણન કરવામાં આવ્યું. આથી તેના જીવને ઘણોજ સંતાપ થયો. પણ શક્તિ વિનાનો સંતાપ શા કામનો ? તે રાત તેમણે એમને એમજ ઉઘાડામાં કાંઇપણ પાથર્યા કર્યા વિના કાઢી તેનું ઓાળીઉં પણ ગર્દીમાં ક્યાંક પડી ગયું હતું, નહિ તો તે પણ લાલીઆને પાથરી આપત.

સવાર પડી દસ વાગ્યા. પોલીસ તરફથી કાંઇ ખાવાનું મળવાનું તો દૂરજ રહ્યું પણ જે સિપાઇ આવે તે ગાળો દે એવો પ્રકાર ચાલતો હતો. સિપાઇઓને પકડાયલા મુદડાલ દુકાળીઆઓને લાત, ધક્કા મારવામાં અને ગાળો દેવામાં એક પ્રકારનો સ્વાદ પડતો હોય એમ જણાતું હતું. લાલીઓ ભૂખથી એટલોબધો કેળવાઇ ગયો હતો કે તેનામાં ઉઠવાની જરા કહેતાં જરા પણ શક્તિ રહી નહોતી. તે તડફડીને હમણાં પોતાના પ્રાણ આપણી નજર

આગળ છોડશે એમ તેના બાપને લાગતું હતું. તેણે સિપાઇના કાલાવાલા કરીશું તો કંઈ વળશે એમ ધાર્યું પણ પોલીસ અમલદાર નાનેથી તે મોટે સુધી એકસરખા ક્રુર. તેમનાં હૃદયમાં દયાને સ્થાનજ નહિ. એક સિપાઇએ તેને કહ્યું, "બવાડને દાણા લુટયાછે તે." બીજો બોલ્યો "નાખને દેવતામાં તારાં જણતરને કે એક વારનો થાય...." એટલે બધા ખડખડ હસવા લાગ્યા. વાચકો! આ વખતે આપણા જીભાઇની શી સ્થિતિ થઇ હશે? દસ વાગ્યા. હવે લુટમાં પકડાયલા બદમાશોની તપાસ થવાની હતી. આજ મેજીસ્ટ્રેટ સાહેબ પાસે એજ કામ હતું. જીભાઇ વગેરે લોકોને લઇ જવામાં આવ્યા અને ન્યાય આપવાના ફારસનો એક વાર આરંભ થયો. ઝપાટામાં પાંચ સાત સાક્ષીઓ આગળ આવી, "જીભાઇ અને તેનો છોકરો અને બીજાઓ લુટ કરવામાં મચેલા હતા ત્યાં પોલીસે જઇને તેમને પકડયા," એમ કહ્યું. "લુટેલા અનાજની ગાંસડીઓ પણ તેમની પાસેથી મળી આવીછે" આવો પુરાવો પડયો એટલે પછી બીજું શું જોઇએ? મેજીસ્ટ્રેટ સાહેબે તરતજ ચુકાદો આપ્યો. જીભાઇએ પોતા તરફથી, "હું લુટવામાં નહોતો, મેં એક દાણાને પણ હાથ લગાડયો નથી," એમ ઘણાજ કાલાવાલા કરીને કહ્યું પણ સાંભળેછે કોણ? પોલીસના હવાલદારે પ્રત્યક્ષ તેને દાણાની મોટી જંગી ગાંસડી બાંધતાં જોયલો પછી શું? આવો પાકો પુરાવો મળ્યા પછી તે ગરીબનું કોણ સાંભળે? શું બાર રૂપીઆનો પોલીસ અમલદાર જુઠું બોલે? તરતજ શિક્ષા જાહેર કરવામાં આવી. સર્વ આરોપીઓને મહિનો મહિનો, બબ્બે મહિના સખ્ત મજુરીની સજા અને લાલીઆને દસ ફટકા. તે બારતેર વરસના છોકરાને શિક્ષા ફરમાવતાં જે મૅજીસ્ટ્રેટ સાહેબને મનમાં જરા પણ લાગણી ન થઇ તે પશુ હતો કે રાક્ષસ? જે હોય તે.

સર્વને શિક્ષા ફરમાવવામાં આવી. બજારમાં લઇ જઇ નાકા ઉપર તે છોકરાને ફટકા મારવાની બધી તૈયારી કરી થાળી વગડાવી શિક્ષા અમલમાં મુકવી એમ ઠર્યું. અને અડધાજ કલાકમાં બધી વ્યવસ્થા કરી નાખવાનો પણ હુકમ છુટયો. મૅજીસ્ટ્રેટ સાહેબનો હુકમ મળ્યો એટલે પછી પુછવુંજ શું ? યમદુતો ચારે તરફ દોડયા અને હાંહાં કરતા થાળી વગડાવી ફટકા મારવાની સઘળી તૈયારી કરી નાખી. ફટકા મારવાની સીડી સાથે તે છોકરાને પ્રથમ બાંધી લેવો એમ ઠર્યું....... આપણાં દેખતાં આપણા છોકરાને નાહકનો માર પડવાનો જોઇ જીભાઇને અત્યંત દુઃખ થયું અને ગુસ્સો પણ આવ્યો. તે મામલતદાર સાહેબ પાસે જઇ અતિશય વિનવણી કરીને બોલ્યો, "અમે કાંઇ કર્યું નથી, અમે તદ્દન નિરપરાધી છીએ, તેમાં આ છોકરો તો...... તેને દસ ફટકા મારવાને બદલે મને મારો. મને દસને ઠેકાણે, પચાસ, સાઠ મારો, સિત્તેર મારો, તમને ફાવે તેટલા મારો, પણ હું તેનો બાપ, મારા દેખતાં તેને નાહકનો મારશો નહિ." પણ તેનું કોઇએ સાંભળ્યું નહિ. એટલુંજ નહિ પણ એક હવાલદારે તેને થપ્પડ મારી "રાવસાહેબકુ ત્રાસ મત દેઓ" એમ બોલી તેને ચુપ કર્યો. લાલીઆએ ઘણુંએ આક્રંદ કર્યું પણ કોઇનાએ હૃદયમાં દયાની લાગણી ન ઉદ્‌ભવી. બજારમાંના ઘણા લોક આ હૃદયદ્રાવક દેખાવ ન જોવાવાથી ચાલ્યા ગયા. થોડાક લોક અને બાકી પોલીસના સિપાઇઓ એટલાજ માત્ર કાયમ રહ્યા. આવે વખતે નિઠુરપણે વર્ત્યા સિવાય લોકમાં દાબ બેસવાનો નથી, એજ નિઠુરપણાંનું કારણ ! પરંતુ નિરપરાધી માર્યો જાયછે એને માટે પેલા જુઠી સાક્ષી પુરનાર સિપાઇને પણ આ વખતે પસ્તાવો થતો જણાયો નહિ. તેનું હૃદય આવા પ્રસંગો માટે ઘડાઇને કઠણ થયેલું હતું. છેવટે કાંઈ વળ્યું નહિ અને જીભાઇના દેખતાં તે

ગરીબ નિરપરાધી છોકરાને દસ ફટકા મારવામાં આવ્યાજ. છોકરાને આખે શરીરે લોહીની છાંટ ઉડી, તે અધમુઓ જેવો થઇ ગયો. પહેલો ફટકો પડતાંજ તેણે એવી તો ચીસ પાડી કે તે કેટલાનાએ હૃદય ભેદીને પાર ગઇ હશે પરંતુ જીભાઇ તો સડકજ થઇ ગયો. તેની આંખો મીચાઇ ગઇ. તે બેશુદ્ધ થઇને પડયો એમ કહીએ તોએ ચાલે. દર ફટકે વધારે ને વધારે ક્ષીણ થતી જતી લાલીઆની ચીસો તેના કાનપર પડે અને તેથી તેનાં હૃદયને વિજળી જેવો આચકો લાગે. કેવળ માનસિક વિચારોનુંજ જો કાંઇ પરિણામ આવતું હોત તો આજ જીભાઇએ કેટલાએ અધિકારીઓનું લોહી રેડયું હોત. પરંતુ નિરૂપાય ! તેના શરીરમાં હાથ ઉંચો કરવાની પણ શક્તિ રહી નહોતી. છેવટે ફટકા મારવાનું કામ પુરૂં થતાંજ લાલીઆને ઇસ્પિતાલમાં ને જીભાઇને તુરંગમાં લઇ જવાનો હુકમ થયો. "અરે, એ તો ઢાંગ કરીને પડયોછે. હમણાં આણું છું એને શુદ્ધિમાં. આ જાલિમ માત્રાનો ઉપયોગ શરીરપર થતાંજ ભાઇ ઠેકાણે આવશે. જુઓ તો ખરા" એવા ઉદ્ગાર કાઢતાં કાઢતાં હવાલદાર સાહેબે તેનાં શરીરપર પાંચ સાત સોટીના સપાટા માર્યા. જીભાઇ તો ખરેખરજ બેશુદ્ધ હતો. પણ તેમને ખરૂં લાગે તોને ? "એ તો ઢાંગ કરીને પડયોછે, સોટી પડી કે તરત ઉઠશે" એમ કહીને વધારે ને વધારે જોરમાં તેમણે મારવાનો સપાટો ચલાવ્યો. તેમના હાથની ચળ શાંત કરવાનો આજ તેમને લાગ મળ્યો હતો. પ્રત્યેક ફટકો પડતાંજ જીભાઇનો પ્રાણ નીકળી જશે કે શું એમ, જોનારાને—એટલે એવી સ્થિતિ જોવા માટે ઉભા રહેવા જેટલી નિષ્ઠુરતા જેનામાં હોય તેને પણ—લાગ્યા વિના રહે નહિ. પણ જીભાઇના મોમાંથી એક અક્ષર સુદ્ધાં નીકળ્યો નહિ. બુમ નહિ, ચીસ નહિ, નિસાસો પણ તેણે નાખ્યો નહિ. જે કાંઇ

થતું હશે તે અંદર ને અંદરજ થતું હતું. તેનો વાંસો લાલ લાલ થઇ ગયો. લોહીની છાંટ ઉડી અને કેટલેક ઠેકાણે અંદરનાં હાડકાં પણ દેખાવા લાગ્યાં. પરંતુ પોલિસ અધિકારીઓએ તે તરફ લક્ષ આપ્યું નહિ. એમ કરતાં કરતાં, "આ આટલો માર ખાયછે તે છે શું? એ ઢોંગ નથી કરતો, બેશુદ્ધજ હોવો જોઇએ." એમ બોલી તપાસ કરી તો તે બેશુદ્ધજ જણાયો. એટલે તેને પણ ઇસ્પિતાલમાં મોકલવાનો હુકમ અપાયો. માણસજાત સાથે આ પ્રકારની રમત માણસ પણ રમી શકેછે એ તે શો કુદરતનો ચમત્કાર! બીજા બધાને તુરંગમાં લઇ જવામાં આવ્યા. પરંતુ આપણા જીભાઇનું પછી શું થયું તે જોઇએ. વાચકો! હવે જીભાઇ પટેલનાં જીવનવૃત્તાંતનો છેડોજ આવી રહ્યોછે. તેને ઇસ્પિતાલમાં લઇ ગયા પછી તે અર્ધો કલાક પણ જીવ્યો નહિ. તેને તેના છોકરાની બાજુમાંજ સુવાડવામાં આવ્યો હતો. બોલવા ચાલવાની તો તેનામાં શક્તિ રહીજ નહોતી, પરંતુ તેનામાં આંખ ઉઘાડવા જેટલી તાકાત પણ નહોતી. હવે આપણે જીવવાના નથી એની તેને ખાત્રી થઇ ગઇ હતી. પરંતુ છોકરો આપણી પાસે છે, એ જાણી તેના જીવને ઘણી શાંતિ થઇ, અને તેને જોવા માટે તેણે એકબેવાર આંખ ઉઘાડી. એકજ વાર તેણે પોતાના છોકરાનું છિન્નભિન્ન થયેલું શરીર પોતાની મંદ થતી દૃષ્ટિએ જોયું અને આંખો પાછી મિચાતાં મનમાં ને મનમાં તે કંઇક બબડયો. તે ઘણાં ખરાં તેનાં છોકરાનાં નામો હોવાં જોઇએ. પછી તેને તેની સ્ત્રી યાદ આવી. તે સ્મરણ થતાંજ બાહ્યયાતના કરતાં પણ વધારે ભયંકર અંતર યાતના તેને થઇ હશે, કારણકે તેનું સર્વ અંગ એકદમ

કંપવા લાગ્યું. તેનું તેજહીન લુખ્ખું શરીર ઘણુંજ ભયંકર દેખાવા લાગ્યું. ફરીથી તેણે આંખો ઉઘાડવાનો યત્ન કર્યો પણ વ્યર્થ. આંખો ઉઘડી શકીજ નહિ. તેની આંખ આગળ તેને તેની સ્ત્રી દેખાવા લાગી અને જોડે જોડે તે પાંચ નાનાં બાળકો પણ દેખાયાં. કસાઇને વેચેલાં ઢોર પણ તેની નજરે તરી આવ્યાં. ગર્દીમાં છુંદાઇ ગયેલો હીરો અને ફટકા પડવાથી છિન્ન ભિન્ન થયેલો લાલીઓ પણ તેને જણાવા લાગ્યો. તેનું અંગ વધારે કંપવા લાગ્યું અને આવી ભયભિત અવસ્થામાંજ સઘળું થંડુગાર થઇ ગયું. લાલીઓ બાપની પાછળ કલાકેક જીવ્યો હશે.

વાચકો! આવા તો અનેક પ્રસંગો આ દુનિયાના કાળા પડદા પાછળ બનેછે. ઇશ્વરે રચેલી આ કુદરતી દુનીઆમાં મનુષ્યે પોતાનાં બુદ્ધિબળથી કાયદા બનાવ્યા, ન્યાયની અદાલતો સ્થાપી. આ રચના કરનારનાં અગાધ બુદ્ધિબળનાં ચોમેર વખાણ થયાં પરંતુ વાચકો તમારામાંના જેઓને ન્યાયની અદાલતોમાં જવાનો પ્રસંગ આવ્યોછે ત્યાં હમેશાં ન્યાયજ થાયછે કે? સત્યનો જય હમેશાં થાયછે કે? ન્યાય એક ઇશ્વરજ આપેછે, અને જીભાઇ જેવા નિરપરાધીઓને ન્યાયની ચક્કીમાં પીલી મારવાનાં પાપ વાચકો આપણને અનેક રીતે ભોગવવાં પડશે. ઇશ્વરી સૃષ્ટિને પોતાના તાબામાં આણવાનો આ મનુષ્ય પ્રયત્ન ઇશ્વરે સાંખ્યો નથી અને હવે વધારે સાંખશે પણ નહિ. ઇશ્વરે તો પોતાની શક્તિ મનુષ્યને દેખાડવા માંડેલીછે પરંતુ પોતાનાં બુદ્ધિબળમાં અંધ થયેલી મનુષ્ય જાત તે જોઇ શકતી નથી.

૩

## કાશી

જીભાઇ પટેલ બે છોકરાઓને લઇને ગયા પછી, અને તેઓ દેખાતા બંધ થાય ત્યાંસુધી તેમના તરફ જોયા પછી, અત્યંત દુઃખી થયેલી કાશી, આંખમાંથી આંસુ પાડતી, ભારે પગલે પોતાનાં ઘર તરફ વળી. દાણો તો ઘરમાં બેત્રણ મુઠી હતો તેજ. પરંતુ તેનું મન દાણામાં નહોતું. તેનું સઘળું મન પોતાના પતિ અને તેની સાથે ગયેલા પોતાના બે છોકરામાં હતું. તેઓ કયાંસુધી પહોંચ્યા હશે? શહેરમાં કયારે જઇ પહોંચશે? રસ્તે તેમને ખાવાનું મળશે કે નહિ? છોકરાઓની કેવી સ્થિતિ હશે? એવા એવા વિચારો તેના મનમાં એક પછી એક આવે અને બળ બળ થાય. પરંતુ તેને ભાનમાં આણવાને ઘેર પાંચ છોકરાં હતાં. નાના છોકરાએ રડીને તોફાન કરી મુકયું. બીજો છોકરો રોટલા માટે તેની પાછળ લાગ્યો. છેવટે તે ઉઠી અને બે મુઠી બાજરી દળી કાઢી, અને તેના બે રોટલા કરી, છોકરાંને શાંત કર્યાં. હવે બહુ બહુ તો બે મુઠી બાજરી રહી હશે. તેના તરફ તેણે ત્રણ ચાર વાર જોયું અને પછી બીજા દિવસને માટે તે રાખી મુકવાનો નિશ્ચય કર્યો. તેણે કાંઇજ ખાધું નહિ. બાકી રહેલું આપણે ખાઇ જઇએ તો કાલે છોકરાંનું શું? આપણને જો બીજું કાંઈ કયાંકથી ન મળ્યું તો પછી તેમને શું ખવાડવું? એમ વિચાર કરી તેણે બાજરી એમને એમ રહેવા દીધી અને, બે દિવસનો એક તાઢો રોટલાનો ટુકડો હતો તેનાપરજ તે દિવસ કાઢી નાંખવાનો વિચાર

કર્યો. છોકરાંઓની ભૂખ આ પ્રમાણે શાંત કર્યા પછી ક્યાંક કામ કરી દાણો મળે તો જોઉં એવો વિચાર કરી, ચાર છોકરાંઓને ઘરમાં બેસવાનું કહી, નાના છોકરાને સાથે લઇ બહાર નીકળી. આખે ગામ ફરી પણ કોઇ કામ પણ આપે નહિ ને દાણા પણ આપે નહિ. તે ઘણીજ નીરાશ થઇ. છેવટે વતનદારને ઘેર ગઈ. તો તેણે આઘેથીજ ધમકાવીને તેને કાઢી મુકી. "અરે, આ છોકરા સામું જોઇને તો જરા દયા કરો!" એમ કાશીએ કહ્યું એટલે, "ચુલામાં નાખ તારાં છોકરાંને" એવો અત્યંત નિષ્ઠુર જવાબ દીધો. કાશીને કેટલું લાગી આવ્યું હશે તે તેના જવાબ ઉપરથીજ વાચકોને માલમ પડશે. "ભાઇ, છોકરાં તો તમનેએ હશે" એટલુંજ તે શાંતપણે બોલી. વતનદારની સ્ત્રીએ ઘરમાંથી આ સર્વ જોયું. પોતાના પતિનાં કઠોર વચનો અને કાશીએ શાંતિથી આપેલો જવાબ તેણે સાંભળ્યો, અને તેની આંખમાં પાણી આવ્યાં. પરંતુ પતિ આગળ બોલવાની તેની હિમ્મત ચાલી નહિ. કાશી જતી રહ્યા પછી પોતાના નોકર સાથે તેણે બે મુઠી દાણા કાશીને મોકલાવ્યા. વાચકો, ભીખ માગી આણેલો દાણો ખાવાનો કાશીને આ પહેલોજ પ્રસંગ હતો. પણ શું કરે બિચારી. પ્રથમ તો તેને એમ લાગ્યું કે આપણે આ દાણા ન લેવા. તેમાં જે ચંડાળે, "ચુલામાં નાખ તારાં છોકરાંને" એમ કહ્યું તેના ઘરના દાણા તો નજ લેવા. પરંતુ સમો ઘણો ભયંકર હતો. ઘરમાં ભુખે તરફડતાં ચાર છોકરાં! એનું સ્મરણ થતાંજ, તેની લાજ, ગુસ્સો વિગેરે સર્વ નાસી ગયાં. આંખમાં આંસુ સાથે તેણે તે દાણા લીધા અને સારો આશીર્વાદ દીધો. અને થોડું મનનું

સમાધાન થતાંજ સમીસાંજે ઘેર આવી પહોંચી. ઘેર આવેછે તો ત્યાં કકલાણ મચી રહેલું! મોટી છોકરી જે આઠ વરસની હતી તે કયાંય મળે નહિ અને તેનાથી નાનો છોકરો ખાટલાપર પડી તડફડે. બીજાં બે નાનાં છોકરાં તેમણે પણ રડારોળ કરી મુકેલી. મોટી છોકરીને હાંક મારી, તે કયાંક સંતાઇ પેઠેલી ત્યાંથી બીતી બીતી આગળ આવી. માએ તેને "આ બધું શું છે?" એમ પુછ્યું તો એક અક્ષર બોલે નહિ. હજાર રીતે સવાલ કર્યા ત્યારે કેવો ભયંકર બનાવ બન્યો હતો તેની સમજણ પડી. લાંબો વખત થયો તોપણ મા આવી નહિ તેથી છોકરાં કંટાળ્યાં, અને આમ તેમ ફરવા લાગ્યાં. એક ખેતરમાં એક પાકેલું ચીભડું તેમની નજરે પડ્યું. તે તોડી લાવવા માટે મોટી છોકરી દોડી. તેની પાછળ પાછળ તેનો નાનો ભાઇ પણ દોડયો. પરંતુ તેનાથી સાચ-વીને ખેતરમાં ન પેસાયું અને ધડ લઇને નીચે પડયો. તેને આખે શરીરે કાંટા પેસી ગયા અને ઉઝરડા પડયા. એક કાંટો આંખમાં પણ પેઠો. આમાંથી છુટવાને જેમ જેમ તેણે ફાંફાં માર્યાં તેમ તેમ તે વધારે ને વધારે ભેરવાતો ગયો. તેમાં કાંઇક જનાવર કરડ્યું એમ પણ લાગ્યું. કારણકે તે મોટે મોટેથી ચીસ પાડવા લાગ્યો. છોકરી તો બિચારી ઘણીજ ગભરાઇ ગઇ. ભાગ્યવશાત્ ખેતરની પાસે થઇને રસ્તો હતો ત્યાં થઇને એક માણસ જતો હતો તેણે આ ચીસો સાંભળી. છોકરાને તેમાંથી કાઢી છોકરીના કહેવા પ્રમાણે તેને આણીને ખાટલામાં સુવાડયો, અને ચાલતો થયો. છોકરીએ તેના કાંટા કહાડવાને ઘણી મહેનત કરી, પણ તે નીકળે નહિ. માના પગલાં સાંભળી બનેલી બાબત માટે આપણને માર

પડશે એમ સમજી તે કયાંક સંતાઇ પેઠી હતી. શું થયું છે તેની બરોબર સમજણ પડતાંજ, કાશીની કેવી અવસ્થા થઇ હશે તેની વાચકોએ કલ્પનાજ કરી લેવી. ઘરમાં દીવો કરવાનું પણ સાધન નહિ. એટલે છોકરાને શું થયું છે ને શું નહિ એ સમજવુંજ મુશ્કેલ. એવી સ્થિતિએ એ બિચારી શું કરે? વાણીઓ જો પળી-એક તેલ આપે તો જોઉં કરી પુછ્યું તો, "હા, તારો બાપ અહીં તેલ ભરી ગયેલો ખરોને!" એવો જવાબ આપી તેને ધમકાવી કાઢી મુકી. બિચારી ફીકર કરતી કરતી ઘેર આવી. તેને કાંઇ સુઝે નહિ. તે છોકરાના શરીરપર હાથ ફેરવાય એમ પણ નહોતું એટલે શું છે ને શું નહિ તે જાણવાનો બિલકુલ માર્ગજ નહોતો. તોપણ માનુ મન તે શી રીતે રહે! તેણે પોતાથી બને તેટલા ઉપાયો કરી છોકરાને શાંત પાડવાનો પ્રયત્ન કર્યો, પણ ફોકટ. તે છોકરાને શું કરડયું હશે ને શું નહિ! મધરાતને સુમારે તેના હાથ પગ થંડા થવા લાગ્યા અને મળસ્કું થતાંજ આખું શરીર થંડું થઇ ગયું! તે સમયે તે માને કેટલો શોક થયો હશે તે કોણ સમજી શકે? આગલેજ દિવસે પતિ અને બે છોકરા કયારે પાછા મળશે ને કયારે નહિ એવી રીતે ગયા, અને આજ એક છોકરો કમોતે મુઓ. તેના પ્રાણ અંધારામાંજ ગયા એ એક રીતે ઠીક થયું. મરણ વખત-નાં તેનાં તરફડીઆં તે બિચારી માને જોવાં ન પડયાં. છોકરાએ મરતાં મરતાં એક મોઠી ચીસ પાડી અને પોતાની માનો હાથ મજબુત પકડીને તેણે પોતાનો દેહ છોડયો.

સવાર પડી અને સારું અજવાળું પડયું એટલે તે છોકરાનું વિદ્રુપ થયેલું શરીર તેની નજરે પડયું અને તેનાથી રહેવાયું નહિ.

તેણે મોટી ચીસ પાડી રડવા માંડયું. છોકરાને સાપજ કરડેલો તે વિષે તેને જરાપણ શંકા રહી નહિ. પરંતુ આ પ્રમાણે રડતી પણ તે કયાં સુધી બેસી રહે. તે છોકરાની ઉત્તર ક્રિયા માટે તેની પાસે એક કોડી પણ નહોતી. બીજે જઈને માગે તોપણ કોઈ આપે એમ નહોતું. આસપાસના પાડોશીઓ ગામ છોડીને કયારનાએ જતા રહ્યા હતા. તોપણ તેણે ચોરે જઈને ખબર આપી. પણ કોઈએ ધ્યાન આપ્યું નહિ. કેટલાકે તેને ઘણા કઠોર વચન પણ કહ્યાં. તે પાછી આવી. હવે તો તેને પોતાના છોકરાનું પ્રેત ઘણુંજ ભયંકર દેખાવા લાગ્યું. શું કરવું તે તેને જરાએ સુઝે નહિ. મનુષ્યની વસ્તીમાં હોવા છતાં અરણ્યમાં પડી હોય એમ તેને લાગ્યું. બીજાં છોકરાંઓએ તે પ્રેત જોઈને રડારોળ કરી મુકી. શબને છે તેમનું તેમ રહેવા દઈને ગમે ત્યાં ચાલ્યા જવા સિવાય બીજો માર્ગ નહોતો. ભારે દુઃખ સાથે તેણે એવો નિશ્ચય કર્યો. તેણે પોતાનાં ફાટેલાં લુગડાંમાંથી એક કકડો ફાડી તે શબને ઓરાડયો. મન ઘણું કઠણ કરીને, અને ફરીથી એક વાર તે ઓરાડેલો કકડો કાઢી, તે શબનું મુખ જોઈને અને તેને ચુંબન કરી તે પોતાનાં ચાર છોકરાંને લઈને બહાર નીકળી. હવે બીજું કાંઇ થઇ શકે એમ નહોતું. પોતાના પેટના છોકરાનું પ્રેત આ પ્રમાણે નાખીને ચાલ્યા જવું, એટલે તેના જીવને કેટલું કષ્ટ થયું હશે એની કલ્પના થઇ શકે એમ નથી. મનમાં ને મનમાં દુઃખ પામતી તે ત્યાંથી નીકળી પડી. બિચારી શું કરે? કયાં જવું, શું કરવું, કંઇ તેને સુઝે નહિ. પોતાના ઘરથી તે થોડે દૂર ગઇ એટલે તેના મનમાં એમ આવ્યું કે, આપણા ઘરમાં પેસીને કુત્રાં પ્રેત ફાડી તો નહિ

ખાયને ? શંકા આવતાંજ તે છોકરાંની લંગાર સાથે પાછી ઘરમાં પેઠી અને ફરીથી પ્રેતને બરાબર ઢાંકી તેણે પોતાનાં ઘરનું બારણું મજબુત બંધ કર્યું. ગાંડી બિચારી ! બારણું બંધ કરવાથી શું વળવાનું હતું ? પાછું ત્યાંથી તેણે ચાલવા માંડ્યું. રસ્તે જતાં તેની એવી તો દુર્દશા થઇ કે ન પુછો વાત. પોતાના નાના છોકરા સારૂ દુધ મેળવવા તેણે કંઇ કંઇ જાતના પ્રયત્ન કર્યા. એકએ જગ્યાએ તેને કોઇ ધર્માત્માએ દુધ આપ્યું. તેટલું પાઇને તેણે તેને શાંત કર્યું. પરંતુ તે દુધને માટે ઘણાંજ વલખાં મારતું હતું. તેના સ્તનનું માંસ અને રકત શોધી શોધીને ચુસવાનો તેણે સપાટો ચલાવ્યો હતો. છોકરાંઓથી બિલકુલ ચલાય નહિ. નાના છોકરા ઉપરાંત તે બીજાં છોકરાંને પણ વારા ફરતી ઉંચકતી, પરંતુ આટલું કરવા છતાંએ તે છોકરાંઓ થાકયાં. તેમને ખાવાનું પણ મળ્યું નહોતું. તેના પોતાના પેટમાં તો છેલ્લા ચાર દિવસમાં કાંઇજ પડયું નહોતું. આવી સ્થિતિ તે કયાં સુધી ચાલી શકે ? એક ઠેકાણે રસ્તામાં ખરે બપોરે ચાલતાં ચાલતાં તે ધડઇને નીચે પડી. પડતાં પડતાં પોતે કઇ બાજુએ પડેછે તે સમજી જઇને પોતાનાં છોકરાંને બીજી બાજુએ લઇને તેને છુંદાતું બચાવ્યું. તે રસ્તે થઇને તે વખતે કોઇ આવ્યું એ નહિ અને ગયું એ નહિ. તે કયાંએ સુધી એમ ને એમજ પડી રહી. પરંતુ તેણે પોતાનાં છોકરાંને મજબુત પકડી રાખ્યું હતું. થોડા વખત પછી તે એની મેળેજ શુદ્ધિમાં આવી. જાણે ઇશ્વરના મનમાં એને આ દુઃખમાંથી આટલામાંજ છોડવવી એમ નહોતું. શુદ્ધિમાં આવ્યા પછી તેનામાં પગ ઉંચકવાની પણ શક્તિ રહી નહિ. પણ પડી હતી

તે જગ્યાએ પડી રહેવું ઠીક નથી, એમ વિચારી તેમ ને તેમ ખસતી ખસતી પેલી તરફ એક બાવળનું ઝાડ હતું તેની નીચે ગઇ. હવે તેના શરીરમાં શક્તિ આવે એ તો અશક્યજ હતું. તે ઠેકાણે તેની આવી દુર્દશા જોવાને કોઇ જીવજંતુ પણ નહોતું. તો પછી દયા કોને આવે. મુળતો ભૂખે તરફડતી પડેલી. મોટી છોકરી કયાંક જઇને ભીખ માગી ખાવી એમ ધારીને ક્યારે જતી રહી તે તેને ખબર પડી નહિ. હવે નાના બાળક સાથે ત્રણ છોકરાં રહ્યાં. તે તેની આસપાસ ફરી વળીને તેને બોલાવતાં હતાં. કાશીને આ વખતે એમ થયું કે આપણો અને આપણાં છોકરાંનો જીવ આ ઘડીએ નીકળી જાય તો ઘણું સારૂં થાય. પરંતુ તેનું ભાગ્ય એવું કયાંથી હોય! પોતાની નજરે હજી એક છોકરાનું મૃત્યુ જોવાનું તેના નસિબમાં હતું. આગલે દિવસે માને બાવળનો પાલો ઉઝરડીને ખાતાં તેના પાંચમા છોકરાએ જોઇ હતી. હવે બીજું કાંઇ ખાવાનું ન હોવાથી તેણે બાવળપર ચડી પાલો ખાવાનો નિશ્ચય કર્યો. કાશીએ તેને ન ચડવા દેવા ઘણોએ પ્રયત્ન કર્યો. તે માટે તે પોતાનું સર્વ બળ એકઠું કરી ઉઠી પણ ખરી. પરંતુ તે પ્રયત્નથી તેને તમર આવ્યાં અને ધડદઇને નીચે પડી. આથી ગભરાઇને તે ઝાડપર અડધો ચડેલો છોકરો પણ ધડદઇને નીચે પડયો અને તેનું માથું નીચે પડેલા એક પત્થર સાથે અથડાવાથી તેની ખોપરી ફુટીને તેમાંથી મગજ બહાર નીકળી પડયું. તે ઘણોજ ભયંકર દેખાવ હતો. તે બિચારી મા થોડા વખતમાં પાછી શુદ્ધિમાં આવી. તેના મનમાં પહેલો વિચાર એ આવ્યો કે છોકરાનું શું થયું તે પ્રથમ જોવું, અને તે પ્રમાણે સ્વાભાવિક તેની આંખો તે

છોકરા તરફ વળી. તેના ઉપર નજર પડતાંજ તે ભયંકર દેખાવ જોઇને તેના હૃદયમાં કારી ઘા પડયો. પોતાનો છોકરો આ પ્રમાણે પડેલો હોવા છતાં આપણામાં તેના મોં તરફ જોવાની પણ શક્તિ નથી. આથી તેના મનની કેવી સ્થિતિ થઇ હશે તે તો માનાજ મનને ખબર પડે. મારાથી હવે વધારે કંઇ લખાતું નથી. સિવાય આ એક નાનાં ખેડુત કુટુંબના નાશની ભયંકર કથા, સંપૂર્ણ લખવી એ પણ મારી શક્તિની બહાર છે. હવે કહેવાનું એટલુંજ કે, ઉપલો દુર્ધર પ્રસંગ બન્યા પછી ત્રીજે દિવસે તેજ ઝાડ નીચે તેનો નાનો છોકરો અને કાશી મરેલાં પડયાં હતાં, અને બે ગીધ તેમનું શરીર ચુંથતાં હતાં. એક ગીધ તે નાના છોકરાના શરીરમાં કાંઇ મળે તો જોતું હતું. બાકીનું એક છોકરૂં તદ્દન શક્તિહીન થઇ જઇ, તેનામાં સ્હેજસ્હાજ જીવનું ચિન્હ દેખાતું હતું તેને પણ ગીધ ફાડી ખાવાની તૈયારી કરતાં હતાં.



